OUTLINES

OF THE

# HISTORY OF INDIA.

*PART II.*

## The British Period.

For the use of boys in
Anglo-Vernacular Schools.

*Registered under Act XXV of 1867.*

SECOND EDITION

BOMBAY:

PRINTED AT THE RIPON PRINTING PRESS.

1884.

PRICE SIX ANNAS.

૨૨૮૪

# હિંદુસ્તાનનો ઈતિહાસ

## ભાગ ૨ જો.

### અંગ્રેજી અમલ.

અંગ્રેજી નિશાળોના વિદ્યાર્થીઓને માટે.

બીજી આવૃતિ.



મુંબઈ,

રિપન પ્રિનટિંગ પ્રેસ.

૧૮૮૪.

કિંમત ૭ આના.

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧લું.-યુરોપીઅન સંસ્થાનો.

૧૪૯૮ વાસ્કો-ડી-ગામા કેપને રસ્તે હિંદુસ્તાનમાં આવ્યો.

૧૫૦૦ કાબ્રાલ ફીરંગી કાફલા સહિત હિંદુસ્તાનમાં આવ્યો.

૧૫૦૫ આલમીડા હિંદુસ્તાનમાં પેહેલો ફીરંગી સુબો થયો.

૧૫૦૮ આલફોન્સો આલ્બુકર્ક સુબો થયો.

૧૫૧૫ પોર્તુગાળના રાજાએ વગર કારણે આલ્બુકર્કને બરતરફ કર્યો.

૧૫૩૬ દીવબેટ ફીરંગીના હાથમાં આવ્યો.

૧૫૯૪ ડચ ઇસ્ટ ઇન્ડયા કંપની ઉભી થઇ.

૧૬૦૦ અંગ્રેજી ઇસ્ટ ઇન્ડયા કંપનીને ઇંગ્લાંડની રાણી ઇલીઝાબેથે પૂર્વમાં વેપાર કરવાનો પટો આપ્યો.

૧૬૦૮ કેપતન હોકીન્સ ઇસ્ટ ઇન્ડયા કંપની તરફથી જાંહાંગીર બાદશાહની દરબારમાં આવ્યો.

૧૬૧૩ જાંહાંગીરે અંગ્રેજોને ચાર ઠેકાણે કોઠી સ્થાપવાની રજા આપી.

૧૬૧૫ ઇંગ્લાંડના પેહેલા જેમસ બાદશાહનો એલચી સર તોમસરો જાંહાંગીરની દરબારમાં આવ્યો.

૧૬૧૬ અંગ્રેજોએ સુરત, મસલીપટમ, અને કલિકટમાં વેપારની કોઠી સ્થાપી.

૧૬૪૦ અંગ્રેજોએ મદ્રાસ સંસ્થાન સ્થાપ્યું, અને ફોર્ટ જયોર્જનો કીલ્લો બાંધ્યો.

૧૬૬૨ પોર્તુગાળના રાજાએ પોતાની છોકરી કેથરીનને ઇંગ્લાંડના રાજા બીજા ચાલર્સ સાથે પરણાવી, અને પેહેરામણીમાં ચાલ્સને મુંબઇ બેટ આપ્યો.

૧૬૬૪ ફ્રેન્ચ ઇ[illegible] ઇન્ડયા કંપની ઉભી થઇ.

૧૬૬૮ ઇંગલાંડના રાજાએ મુંબઇ બેટ ઇસ્ટ ઇન્ડયા કંપનીને સ્વાધીન કર્યો.

૧૬૭૪ ફ્રેન્ચોએ પોન્ડીચરી શોહેર વસાવ્યું.

૧૬૮૮ ફ્રેન્ચોએ ચનદરનગર શોહેર વસાવ્યું.

૧૬૯૬ અંગ્રેજોએ કલકતા વસાવ્યું, અને ફોર્ટ વિલ્યમનો કિલ્લો બાંધ્યો.

૧૭૨૫ ફ્રેન્ચ અમલદાર લાબુર્ડોનેએ મહે બંદર લીધું.

૧૭૪૧ ડુપ્લે પોન્ડીચરીનો હાકેમ થયો.

---

## પ્રકરણ ૨જું—દખણની સ્થિતિ (૧૭૦૭-૧૭૪૮).

૧૭૦૮ શાહુરાજા સતારાની ગાદીપર આવ્યો.

૧૭૧૨ દીલ્હીનો બાદશાહ બાહાદુરશાહ મરણ પામ્યો.

૧૭૧૩ ફરૂખશીર દીલ્હીનો બાદશાહ થયો.

,, દખણનો સુબેદાર જુલફિકરખાં સૈયદ ભાઇઓને હાથે માર્યો ગયો.

,, નિઝામ-ઉલ-મુલ્ક દખણનો સુબેદાર થયો.

૧૭૧૪ નિઝામ-ઉલ-મુલ્કને ખસેડીને સૈયદ હુસેનઅલી દખણનો સુબેદાર થયો

,, શાહુએ મરેઠી રાજ્યનો સઘળો કારભાર પેશ્વા બાલાજી વિશ્વનાથને સોંપ્યો.

૧૭૨૦ બાલાજી વિશ્વનાથ મરણ પામ્યો, અને તેનો છોકરો બાજીરાવ પેશ્વા થયો.

,, નિઝામ-ઉલ-મુલ્ક સૈયદ ભાઇઓને હરાવીને બાદશાહનો વજીર અને દખણનો સુબેદાર થયો.

૧૭૨૪ નિઝામ-ઉલ-મુલ્કે હૈદ્રાબાદનું રાજ્ય સ્થાપ્યું.

૧૭૩૨ દોસ્તઅલી કર્નાટકનો નવાબ થયો.

૧૭૩૬ દોસ્તઅલીના જમાઇ ચન્દાસાહેબે દગો રમીને ત્રિચિનાપોલી લઇ લીધું.

૧૭૩૯ તાનજોરના મરેઠી રાજા કનેથી કરિકલ બંદર છીનવી લઇને ચન્દાસાહેબે ફ્રેન્ચોને આપ્યું.

૧૭૪૦ બાજીરાવ પેશ્વા મરણ પામ્યો, અને બાલાજી બાજીરાવ પેશ્વા થયો.

,, દોસ્તઅલી મરેઠાને હાથે અમ્બુરની લડાઇમાં હાર્યો અને માર્યો ગયો.

૧૭૪૧ મરેઠાએ ત્રિચિનાપોલી લીધું, અને ચન્દા સાહેબને કેદ પકડી સતારામાં બંધ કર્યો.

૧૭૪૩ અનવારૂદીન કર્નાટકનો નવાબ થયો.

૧૭૪૮ શાહુરાજા, નિઝામ-ઉલ-મુલ્ક અને દીલ્હીનો બાદશાહ મહમદશાહ મરણ પામ્યા.

---

## પ્રકરણ ૩જું—કર્નાટકમાં વિગ્રહ. (૧૭૪૬--૧૭૬૧).

૧૭૪૬ અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે કર્નાટકમાં પેહેલો વિગ્રહ શરૂ થયો.

,, લાબુર્ડોનેએ મદ્રાસ શેહેર લીધું.

,, ફ્રેન્ચોએ અનવારૂદીનનાં લશકરનો પરાજય કર્યો.

૧૭૪૮ કર્નાટકના પેહેલા વિગ્રહનો અંત આવ્યો.

,, નાઝિરજંગ હેદ્રાબાદનો રાજા થયો અને તેની સામે તેનો ભત્રીજો મુઝફ્ફર જંગ થયો.

,, ડુપ્લેએ મરેઠાને સાત લાખ રૂપયા આપીને ચન્દા સાહેબને છોડવ્યો.

૧૭૪૯ કર્નાટકનો બીજો વિગ્રહ શરૂ થયો.

,, મુઝફ્ફરજંગ, ચન્દા સાહેબ, અને ફ્રેન્ચોએ કર્નાટક ઉપર ચઢાઇ કરી.

,, અમ્બુરની લડાઇમાં અનવારૂદીન તેમને હાથે હાર્યો અને માર્યો ગયો.

,, મુઝફ્ફરજંગે દખણના સુબેદારનો ઓધ્ધો ધારણ કરી, ચન્દા સાહેબને કર્નાટકનો નવાબ કર્યો.

૧૭૫૦ નાઝિરજંગે મુઝફ્ફરજંગને હરાવી કેદ પકડયો, અને અનવારૂદીનના છોકરા મહમદઅલીને કર્નાટકનો નવાબ કર્યો.

,, નાઝિરજંગને તેના નાયકોએ મારી નાખ્યો, ને મુઝફ્ફરજંગ પાછો સુબેદાર થયો.

૧૭૫૦ મુઝફ્ફરજંગ પછી ચન્દા સાહેબને નવાબ કર્યો.

૧૭૫૧ મુઝફ્ફરજંગને ઔરંગાબાદ જતાં માર્ગમાં તેના નાયકોએ મારી નાખ્યો, અને સલાબતજંગ સુબેદાર થયો.

,, ચન્દા સાહેબે ફ્રેન્ચો સાથે મળીને ત્રિચિનાપોલીમાં મહમદઅલી ઉપર હુમલો કર્યો.

,, કલાઇવે ચન્દા સાહેબની રાજધાની આર્કટનો કબજો લીધો, અને આર્નીની લડાઇમાં રાજા સાહેબને હરાવ્યો.

૧૭૫૨ મેજર લોરેન્સ અને કલાઇવે ફ્રેન્ચ લશકરને ત્રિચિનાપોલી આગળ હથીઆર છોડી દેવાની ફરજ પાડી.

,, ચન્દા સાહેબને તાનજોરનાં લશકરના સેનાપતિએ મારી નાખ્યો, અને મહમદઅલી કર્નાટકનો નવાબ થયો.

,, કલાઇવ ઇંગ્લાંડ ગયો.

૧૭૫૪ ડુપ્લેને ફ્રાન્સ પાછો બોલાવી લીધો.

૧૭૫૫ નવા ફ્રેન્ચ હાકેમે અંગ્રેજો સાથે સંધી કરી.

૧૭૫૭ કર્નાટકનો ત્રીજો વિગ્રહ શરૂ થયો.

૧૭૫૮ ફ્રેન્ચ સરદાર લાલીએ સેંટ દેવિડનો કિલ્લો લીધો. અને મદ્રાસને ઘેરો ઘાલ્યો.

૧૭૫૯ લાલીને મદ્રાસનો ઘેરો ઉઠાવવાની ફરજ પડી.

,, લાલી અને બુસીએ વોનડીવોશને ઘેરો ઘાલ્યો.

૧૭૬૦ કરનલ કુટે વોનડીવોશની લડાઇમાં લાલીને હરાવ્યો.

૧૭૬૧ કુટે પોન્ડીચરી લીધું, લાલી કેદ પકડાયો, અને વિગ્રહનો અંત આવ્યો.

૧૭૬૪ ડુપ્લે પેરીસમાં મરણ પામ્યો.

૧૭૬૬ લાલીને પેરીસમાં ફાંસી દીધો.

## પ્રકરણ ૪થું—બંગાળામાં અંગ્રેજો. (૧૭૫૫–૧૭૬૦).

૧૭૫૫ કરનલ કલાઈવ હિંદુસ્તાન પાછો ફર્યો.

૧૭૫૬ કલાઈવે ચાંચિયાઓનો ઘેરિઆનો કિલ્લો લઈ લીધો.

,, બંગાળાના નવાબ સિરાજ-ઉડ-દવલાએ અંગ્રેજોનું કાશિમબજાર સંસ્થાન લુટ્યું, અને કલકતાપર હુમલો કર્યો.

૧૭૫૬ નવાબે કલકતાનો કબજો લઈને ૧૪૬ અંગ્રેજોને એક નાની અંધારી કોટડીમાં પૂર્યા, જેમાંના ૧૨૩ એક રાતમાં મરણ પામ્યા.

,, કલાઈવ એડમીરલ વોતસનના કાફલા સહિત બંગાળે આવ્યો.

૧૭૫૭ કલાઈવે કલકતા સર કર્યું, અને સિરાજ-ઉડ-દવલાએ અંગ્રેજો સાથે સંધી કરી.

,, સિરાજ-ઉડ-દવલાના કેટલાક દરબારીઓએ અંગ્રેજો સાથે મળીને મીરજાફરને નવાબ કરવાને સંપ કર્યો.

,, પ્લાસીની લડાઈમાં કલાઈવે સિરાજ-ઉડ-દવલાને હરાવ્યો.

,, સિરાજ-ઉડ-દવલા નાશનાં માર્ગમાં માર્યો ગયો, અને મીરજાફર નવાબ થયો.

૧૭૫૮ કલાઈવ કલકતાનો હાકેમ થયો.

૧૭૫૯ કરનલ ફોર્ડે ઉત્તર સરકારમાંથી ફ્રેન્ચોને હાંકી કાઢયા.

,, શાહઆલમ બાદશાહે બહાર પ્રાંતપર ચઢાઈ કરી, પણ કલાઈવે તેને હાંકી કાઢયો.

૧૭૬૦ કલાઈવ ઈંગ્લાંડ ગયો, જયાં તેને ઉમરાવની પદવી મળી.

## પ્રકરણ ૫મું—બંગાળાનો કારભાર. (૧૭૬૦–૧૭૬૭).

૧૭૬૦ કલકતાના હાકેમ વાન્સિતાર્તે મીરજાફરને ઉઠાડી તેના જમાઈ મીર કાસમને ગાદીએ બેસાડયો.

૧૭૬૩ અંગ્રેજ અને મીરકાસમ વચ્ચે લડાઈ ઉઠી; અને મીરજાફર પાછો નવાબ થયો.

,, ઘેરીઆની લડાઈમાં અંગ્રેજોએ મીરકાસમને હરાવ્યો.

,, પત્ના માહેલા ૧૪૮ અંગ્રેજોને મીરકાસમે કતલ કરાવ્યા.

,, અંગ્રેજોએ પત્ના લીધું, અને મીરકાસમ અયોઢયાના નવાબ શુજા દવલાને મળી ગયો.

૧૭૬૪ શાહઆલમ, શુજાદવલા, અને મીરકાસમે સાથે મળી બહાર પ્રાંત ઉપર ચઢાઈ કરી.

,, પત્ના અને બકસરની લડાઈમાં અંગ્રેજોએ ત્રણે રાજાઓને હરાવ્યા.

,, શાહઆલમ અંગ્રેજોને મળી ગયો, અને મીરકાસમ રોહિલખંડમાં ભરાયો.

૧૭૬૪ કાલ્પીની લડાઈમાં જેનરલ કર્નાકે શુજા દવલાને હરાવ્યો.

૧૭૬૫ મીરજાફર મરણ પામ્યો, અને તેનો છોકરો નાજીમ-ઉડ-દવલા નવાબ થયો.

,, કલાઈવ બંગાળા માહેલાં અંગ્રેજી સંસ્થાનોનો હાકેમ થઈ હિંદુસ્તાન આવ્યો.

,, કલાઈવે શુજા દવલાને તેનો મુલક પાછો સ્વાધીન કરી તેની સાથે સંધી કરી.

,, શાહઆલમ બાદશાહે બંગાળા, બહાર અને ઓરિસા પ્રાંતોની દીવાની કલાઈવને લખી આપી.

૧૭૬૬ કલાઈવે કંપનીના નોકરોનો પગાર વધારી તેમને ખાનગી વેપાર કરતા અટકાવ્યા, અને લશ્કરી ખરચમાં ઘટાડો કર્યો.

૧૭૬૭ કલાઈવ ઈંગ્લાંડ ગયો.

૧૭૭૪ કલાઈવ આપઘાત કરી ઈંગ્લાંડમાં મરણ પામ્યો.

## પ્રકરણ ૬ઠું—હૈદર અને હેસ્ટિંગ્સ. (૧૭૬૭-૧૭૭૪).

૧૭૬૧ હૈદરઅલી મૈસોરનો રાજા થયો.

૧૭૬૫ માધવરાવ પેશ્વાએ હૈદરનો કેટલોએક મુલક જીતી લીધો.

૧૭૬૬ હૈદરે મલબાર ઉપર ચઢાઈ કરી અને કલિકટ શેહેર લુટ્યું.

૧૭૬૭ અંગ્રેજ અને હૈદર વચ્ચે મૈસોરનો પેહેલો વિગ્રહ શરૂ થયો.

,, કરનલ સ્મિથે ચાંગમ અને ત્રિનોમાલીની લડાઈઓમાં હૈદરને હરાવ્યો

૧૭૬૯ હૈદર એકાએક ૬૦૦૦ સ્વારો સહિત મદ્રાસપર ચઢી આવ્યો અને મદ્રાસના ગવરનરને સંધી કરવાની ફરજ પાડી.

૧૭૭૨ વોરન હેસ્તિંગ્સ બંગાળાનો હાકેમ થયો.

૧૭૭૩ હેસ્તિંગ્સે કોરા અને અલાહબાદ પ્રાંતો ૫૦ લાખ રૂપીએ શુજા દ-વલાને વેચ્યા.

૧૭૭૪ રોહિલા લોકને તેમના મુલકમાંથી હાંકી કાઢવાને હેસ્તિંગ્સે શુજા દવલાને મદદ કરી.

૧૭૭૪ રેગ્યુલેટીંગ એકટ હિંદુસ્તાનમાં અમલમાં આવ્યો, ને વોરન હે-સ્તિંગ્સ પેહેલો ગવરનર જેનરલ થયો.

## પ્રકરણ ૭મું—વોરન હેસ્તિંગ્સ. (૧૭૭૪-૧૭૮૫).

૧૭૭૦—૧૭૭૨ માધવરાવ પેશ્વાએ હૈદરના મુલક ઉપર ચઢાઈ કરી, અને હૈદરને ચેરકુલીનાં રણમાં હરાવી કેટલો એક મુલક આપવાની ફ-રજ પાડી

૧૭૭૨ માધવરાવ પેશ્વા મરણ પામ્યો, ને નારાયણ પેશ્વા થયો.

૧૭૭૩ નારાયણરાવને રાઘોબાએ મારી નખાવ્યો.

૧૭૭૪ સવાઈ માધવરાવ અને બાજીરાવ જનમ્યા.

,, સવાઈ માધવરાવને મરેઠી સરદારોએ પેશ્વા કર્યો.

૧૭૭૫ રાઘોબા અને અંગ્રેજો વચ્ચે સુરતમાં સંધી થઇ.

,, કરનલ કીતીંગે મરેઠાને આરાસની લડાઇમાં હરાવ્યા.

,, કલકતાની કાઉન્સલે રાઘોબાને મદદ કરવાનો અટકાવ કર્યો.

,, કાઉનસિલે બનારસ પ્રાંત શુજાદવલા પાસથી લઇ લીધો.

,, શુજાદવલા મરણ પામ્યો અને અસોફ-ઉડ-દવલા નવાબ થયો.

૧૭૭૬ કલકતાની કાઉનસિલ તરફથી કરનલ અપતને મરેઠી સરદારો સાથે પુરંધર આગળ સંધી કરી.

૧૭૭૬ ખોટા દસ્તાવેજ બનાવવાના વાંકસર નન્દકુમારને ફાંસી દીધો.

૧૭૭૭ કલકતાની કાઉનસિલે મરેઠા સામે લડાઇ ઉઠાવી.

૧૭૭૮ રાઘોબાને ગાદીએ બેસાડવાને મુંબઇના લશકરે મરેઠી મુલકપર ચઢાઇ કરી.

૧૭૭૯ મુંબઇના લશકરે મરેઠા સાથે વડગામ આગળ સંધી કરી.

,, વોરન હેસ્તિંગ્સે મરેઠા સામે બંગાળેથી લશકર મોકલ્યું.

૧૭૮૦ કરનલ ગોદર્ડે દભોઇ અને અમદાવાદના કિલ્લા લીધા.

,, અંગ્રેજ અને હેદર વચ્ચે મૈસોરનો બીજો વિગ્રહ શરૂ થયો.

,, પોલીલોરની લડાઇમાં હેદરે કરનલ બેલીને હરાવ્યો.

,, વોરન હેસ્તિંગ્સે સર આયર કૂટને હેદર સામે લશકર આપી બંગાળેથી મોકલ્યો.

,, હેસ્તિંગ્સનો દુશમન સર ફિલિપ ફ્રાન્સિસ ઇંગ્લાંડ ગયો.

,, હેસ્તિંગ્સે કાશીના રાજા ચેતસીંગને ૫૦ લાખ રૂપીઆનો દંડ કર્યો.

૧૭૮૧ હેસ્તિંગ્સે ચેતસીંગને ઉઠાડી મૂકી તેના ભત્રિજાને બનારસનો રાજા કર્યો.

,, અયોધ્યાની બેગમોની દોલત લુટી લેવાની હેસ્તિંગ્સે નવાબને પરવાનગી આપી.

૧૭૮૧ સર આયર કૂટે હૈદરને પોર્તોનોવો, પોલીલોર અને શોલીંઘરની લડાઇમાં હરાવ્યો.

૧૭૮૨ અંગ્રેજો અને મરેઠા વચ્ચે સાલબાઇ આગળ સંધી થઇ.

૧૭૮૨ હૈદર મરણ પામ્યો, અને ટીપુ મૈસોરની ગાદીએ આવ્યો.

,, કરનલ બ્રેથવેત ટીપુને શરણ થયો.

૧૭૮૩ મી૰ ફોકસે પોતાનું ઇનડયા બીલ પાર્લામેન્ટ આગળ રજુ કર્યું.

૧૭૮૪ મી૰ ફોકસનું બીલ રદ ગયું, અને મી૰ પીટનું ઇનડયા બીલ પસાર થયું.

,, કરનલ ફુલરટને મૈસોર ઉપર ચઢાઇ કરી.

,, ટીપુ અને અંગ્રેજો વચ્ચે મેંગલોરમાં સંધી થઇ.

૧૭૮૫ હેસ્તિંગ્સ રાજીનામું આપી ઇંગ્લાંડ ગયો.

૧૭૮૮ ઇંગ્લાંડની પાર્લામેંટમાં હેસ્તિંગ્સની તપાસ શરૂ થઇ.

૧૭૯૫ હેસ્તિંગ્સની તપાસનો છેડો આવ્યો, અને તે નિર્દોષ ઠર્યો.

૧૮૧૮ હેસ્તિંગ્સ મરણ પામ્યો.

---

## પ્રકરણ ૮મું— (૧૭૮૬--૧૭૯૮).

૧૭૮૭ લોર્ડ કોર્નવાલિસે કંપનીના નોકરોનો પગાર વધારી આપી તેમને લાંચ લેતા અટકાવ્યા, અને દીવાની અને ફોજદારી અદાલતોમ સુધારા કર્યા.

૧૭૮૮ ટીપુએ મલબાર પ્રાંત ઉપર ચઢાઇ કરી, અને ત્યાંના લોક ઉપર બહુ જુલમ કર્યો.

,, નિઝામ કનેથી ગન્તુર સરકારનો પ્રાંત લોર્ડ કોરનવાલિસે લીધો.

૧૭૮૯ ટીપુએ ત્રાવનકોર ઉપર ચઢાઇ કરી.

૧૭૯૦ ટીપુ અને અંગ્રેજ વચ્ચે મૈસોરનો ત્રીજો વિગ્રહ શરૂ થયો.
૧૭૯૧ લોર્ડ કોરનવાલિસે ટીપુનું બેંગલોર શેહેર જીતી લીધું.
 ,, લોર્ડ કોરનવાલિસે એરીકેરાનાં રણમાં ટીપુને હરાવ્યો.
૧૭૯૨ લોર્ડ કોરનવાલિસે સીરીંગાપટમને ઘેરો ઘાલ્યો.
 ,, ટીપુએ પોતાનું અરધું રાજ્ય આપવાનું કબુલ કરી સંધી કરી.
૧૭૯૩ લોર્ડ કોરનવાલિસે બંગાળાના જમીનદારો સાથે મેહેસુલ બાબદનો હમેશ સુધીનો કરાર કર્યો.
 ,, લોર્ડ કોરનવાલિસ ઇંગ્લાંડ ગયો, અને સર જોન શોર ગવરનર જેનરલ થયો.
૧૭૯૫ કુરદલાની લડાઇમાં મરેઠાએ નિઝામને હરાવ્યો.
૧૭૯૭ અયોઢયાનો નવાબ અસોફ-ઉડ-દઉલા મરણ પામ્યો.
૧૭૯૮ સર જોન શોરે સાદતઅલીને નવાબ ઠરાવ્યો.
 ,, સર જોન શોર ઇંગ્લાંડ પાછો ફર્યો, અને લોર્ડ વેલેસ્લી ગવરનર જેનરલ થયો.

## પ્રકરણ ૯મું—(૧૭૯૮-૧૮૦૭).

૧૭૯૮ લોર્ડ વેલેસ્લીએ ટીપુ સામે મૈસોરનો ચોથો વિગ્રહ આરંભ્યો.
૧૭૯૯ જેનરલ સ્તુઅર્ટે સદાસીરની લડાઇમાં ટીપુને હરાવ્યો.
 ,, જેનરલ હેરીસે માલવેલીની લડાઇમાં ટીપુને હરાવ્યો.
 ,, જેનરલ હેરિસે સીરીંગાપટમ હલ્લો કરી લીધું, ટીપુ માર્યો ગયો, અને વિગ્રહનો અંત આવ્યો.
૧૮૦૦ સુરતના નવાબને પેનશન આપી અંગ્રેજોએ સુરતનો કબજો લીધો.
 ,, મરેઠી રાજ્ય કારભારી નાના ફર્નવીસ મરણ પામ્યો.

૧૮૦૧ કર્નાટકના નવાબને પેનશન આપી કર્નાટક પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો.

,, લોર્ડ વેલેસ્લીએ અયોઢયાના નવાબ કનેથી કેટલાંક પરગણાં લઈ લીધાં.

,, જશવંતરાવ હોલકરે પુનાની નજદીક પેશ્વાને હરાવ્યો.

૧૮૦૨ પેશ્વાએ ગાદી પાછી મેળવવાની મતલબથી વસઈમાં અંગ્રેજો સાથે સંધી કરી.

૧૮૦૩ હોલકર પુનું છોડી ગયો, અને જેનરલ વેલેસ્લીએ પેશ્વાને પાછો ગાદીએ બેસાડયો.

૧૮૦૩ લોર્ડ વેલેસ્લીએ સિંઢયા, હોલકર અને નાગપોરના રાજા સામે લડાઈ ઉઠાવી.

,, અંગ્રેજોએ અમદનગર અને જાલના શેહેરો લીધાં.

,, જેનરલ વેલેસ્લીએ એસે અને આરગામની લડાઈમાં સિંધયા અને નાગપોરના રાજાને હરાવ્યા.

,, જેનરલ લેકે સિંઢયાની પલટણોનો દીલ્હી આગ્રા અને લાસવારીની લડાઈમાં પરાજય કર્યો.

,, લેકે દીલ્હી અને આગ્રા શેહેરો લીધાં, અને શાહઆલમ બાદશાહ અંગ્રેજોને શરણ થયો.

,, નાગપોરના રાજાએ બેલગામ આગળ અને સિંઢયાએ સીરજીઅંજે ગામ આગળ અંગ્રેજો સાથે સંધી કરી.

૧૮૦૪ હોલકરે અંગ્રેજો સામે લડાઈ ઉઠાવી.

,, મોકનદ્રા ઘાટમાં હોલકરે કરનલ મોનસનને હરાવ્યો.

,, હોલકરે દીલ્હીપર હુમલો કીધો. પણ કરનલ ઓકતરલોનીએ તેને પાછો હઠાવ્યો.

૧૮૦૪ દીગની લડાઇમાં જેનરલ ફ્રેસરે હોલકરને હરાવ્યો.

,, ફરકાબાદની લડાઇમાં લોર્ડ લેકે હોલકરને હરાવ્યો.

,, લોર્ડ લેકે ભરતપુરના રાજાનો દીગનો કિલ્લો લીધો.

,, લોર્ડ લેકે ભરતપુરને ઘેરો ઘાલ્યો, પણ ભરતપુરના રાજાએ ૨૦ લાખ રૂપીઆ આપીને સંધી કરી.

,, સિંઢયાએ અંગ્રેજો સામે પાછો વિગ્રહ આરંભ્યો.

,, લોર્ડ વેલેસ્લી સ્વદેશ ગયો, અને લોર્ડ કોરનવાલીસ તેની જગા-એ આવ્યો.

,, લોર્ડ કોરનવાલીસ હિંદુસ્તાનમાં ઘાઝીપુર આગળ મરણ પામ્યો, ને સર જયોર્જ બારલો ગવરનર જેનરલ થયો.

,, બારલોએ હોલકર અને સિંઢયા સાથે સંધી કરી.

૧૮૦૭ બારલોને મદ્રાસનો ગવરનર કર્યો, ને લોર્ડ મિન્ટો ગવરનર જેન-રલ થયો.

## પ્રકરણ ૧૦મું—(૧૮૦૭--૧૮૨૩).

૧૮૦૮ અંગ્રેજ સરકારે ત્રાવનકોરનો કબજો લીધો.

૧૮૦૯ લોર્ડ મીન્ટોએ એલચી મોકલી રંજીતસીંઘ જોડે, સિંધના અમીરો જોડે, અને કાબુલ અને ઇરાનના રાજા જોડે સંધી કરી.

૧૮૧૩ ત્રાવનકોર પ્રાંત અંગ્રેજોએ રાજાને પાછો આપ્યો.

,, હિંદુસ્તાન જોડેનો વેપાર સર્વ અંગ્રેજોને ખુલ્લો થયો.

,, લોર્ડ મિન્ટો સ્વદેશ ગયો અને લોર્ડ હેસ્તિંગ્સ ગવરનર જેન-રલ થયો.

૧૮૧૪ ગુરખા લોક સાથે વિગ્રહ શરૂ થયો.

૧૮૧૫ જેનરલ ઓકતરલોનીએ નળાગઢ અને મલુન્‌મા કિલ્લા લીધા.
,, ગાયકવાડના વજીર ગંગાધર શાસ્ત્રીને બાજીરાવે પંદરપુરમાં મારી નખાવ્યો.
૧૮૧૬ મકવાનપુરની લડાઇમાં સર દેવિડ ઓકતરલોનીએ ગુરખાઓને હરાવ્યા.
,, નેપાલના રાજાએ કેટલોએક મુલક અંગ્રેજોને આપીને સંધી કરી.
૧૮૧૭ પેશ્વા, હોલકર અને નાગપોરના રાજા આપાસાહેબ જોડે લડાઇ ઉઠી.
,, ખડકીની લડાઇમાં મેજર ફોર્ડે પેશ્વાનાં લશકરને હરાવ્યું.
,, સિતાબુલ્ડીની લડાઇમાં કેપટન ફીત્સજેરલ્ડે આપાસાહેબને હરાવ્યો.
,, મહિદપોરની લડાઇમાં સર તોમસ હીસલપ અને સર જોન માલ-કમે હોલકરનાં લશકરને હરાવ્યું.
,, લોર્ડ હેસ્તિંગ્સે ચોતરફથી પીંઢારા સામે લશકર મોકલીને તેમને વીખેરી નાખ્યા.
૧૮૧૮ કોરેગામની લડાઇમાં કેપટન સ્તોનતને પેશ્વાને હરાવ્યો.
,, આષ્ટેની લડાઇમાં જેનરલ સ્મીથે પેશ્વાને હરાવ્યો.
,, પેશ્વા સર જોન માલકમને શરણ થયો.
,, મન્દેસર આગળ હોલકર અને અંગ્રેજ વચ્ચે સંધી થઇ.
૧૮૨૩ લોર્ડ હેસ્તિંગ્સ સ્વદેશ ગયો ને લોર્ડ એમ્હર્સ્ત ગવરનર જેન-રલ થયો.

## પ્રકરણ ૧૧મું—(૧૮૨૩-૧૮૩૫).

૧૮૨૪ બ્રહ્મી લોકો જોડે વિગ્રહ શરૂ થયો.
,, સર આર્ચિબાલ્ડ કેમ્પબેલે રંગુન સર કર્યું, અને બ્રહ્મી સરદાર મ્હાબન્દુલાને હરાવ્યો.

૧૮૨૫ જેનરલ કેમ્પબેલે ડોનાબ્યુ શેહેર લીધું; બન્દુલા માર્યો ગયો.

,, પ્રોમની લડાઇમાં જેનરલ કેમ્પબેલે બ્રહ્મી લોકોને હરાવ્યા.

૧૮૨૬ જેનરલ કેમ્પબેલે પાધાનની લડાઇમાં બ્રહ્મી લોકોને હરાવ્યા.

,, આવાના રાજાએ અંગ્રેજો જોડે સંધી કરી.

,, લોર્ડ કોમ્મબરમીયરે ભરતપુરનો મજબુત કિલ્લો લીધો.

૧૮૨૮ લોર્ડ એમ્હર્સ્ત સ્વદેશ ગયો અને લોર્ડ બેન્તિંક ગવરનર જેનરલ થયો.

૧૮૨૮—૩૫ લોર્ડ બેન્તિંકે મુલકી અને લશકરી ખરચમાં ઘટારો કર્યો. ન્યાય ખાતાંમાં મુનસફો અને સદરઅમીનો નીમ્યા, અને દેશીઓને મોટા ઓહ્દા આપતા કર્યા, અને દેશી ભાષાને બદલે અંગ્રેજી ભાષાની મારફતે કેળવણી આપવાનો હુકમ કર્યો.

૧૮૨૯ સતી થવાનો ચાલ લોર્ડ બેન્તિંકે સખત કાયદો કાઢી બંધ પાડયો, અને ફાંસીઆ અથવા ઠગ લોકોથી થતા ઉપદ્રવનો અટકાવ કર્યો.

૧૮૩૨ મૈસોરનો કારભાર એણે બ્રિટીશ અમલદારને સોંપ્યો.

૧૮૩૩ કૂર્ગ પ્રાંત એણે અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો.

૧૮૩૪ ચીનના વેપારની પણ અંગ્રેજી પ્રજાને છુટ મળી.

૧૮૩૫ લોર્ડ બેન્તિંક ઇંગલાંડ ગયો, અને સર ચાર્લ્સ મેતકાફે થોડો વખત ગવરનર જેનરલનો ઓહ્દો ચલાવ્યો.

,, મેતકાફે એક કાયદો બાંધી હિંદુસ્તાનના છાપાને છુટ આપી.

૧૮૩૬ લોર્ડ ઓકલેન્ડ ગવરનર જેનરલ થયો.

## પ્રકરણ ૧૨મું.—(૧૮૩૬--૧૮૪૪).

૧૮૩૭ લોર્ડ ઓકલેન્ડે અફઘાનિસ્તાનના રાજા દોસ્ત મહમદની દરબારમાં વકીલ મોકલ્યો.

૧૮૩૮ લોર્ડ ઓકલેન્ડે દોસ્તમહમદ સામે લડાઈ ઉઠાવી.

૧૮૩૯ સર જોન કીને કંદાર, ગીઝની અને કાબુલ શેહેર તાબે કર્યાં, અને શાહ સુજાને ગાદીએ બેસાડયો.

,, દોસ્ત મહમદ કાબુલ છોડી બોખારા ભણી નાહો.

,, થોડું લશ્કર કાબુલમાં રાખીને, સર વિલ્યમ મેકનાટનને વકીલ તરીકે મુકીને સર જોન કીન હિંદુસ્તાન પાછો ફર્યો.

૧૮૪૦ જેનરલ સેલે પરવાનની લડાઇમાં દોસ્ત મહમદને હરાવ્યો.

,, દોસ્ત મહમદ સર વિલ્યમ મેકનાટનને શરણ થયો, અને તેને હિંદુસ્તાન તરફ મોકલવામાં આવ્યો.

,, ચીન જોડે લોર્ડ ઓકલેન્ડે વિગ્રહ આરંભ્યો.

૧૮૪૧ ખીલજી જાતના અફઘાનો અંગ્રેજો સામે ઉઠયા, ને થોડા વખતમાં આખા દેશમાં બળવો ફેલાયો.

,, સર રોબર્ટ સેલ બળવાખોરો સામે બહાદુરીથી લડીને જલાલાબાદમાં ટકી રહયો.

,, કાબુલમાં સર વિલ્યમ મેકનાટન અને બીજા કેટલાએક અંગ્રેજ અમલદારોને અફઘાનોએ મારી નાખ્યા.

૧૮૪૨ સહીસલામત પાછા જવા દેવાનું વચન લઇ અંગ્રેજી લશકરે કાબુલ છોડયું, પણ રસ્તામાં અફઘાનોએ આખાં લશકરનો ઘાન વાળ્યો.

,, શાહ સુજાને બળવાખોરોએ મારી નાખ્યો.

,, ચીનની લડાઇનો અંત આવ્યો.

૧૮૪૨ લોર્ડ ઓકલેન્ડ સ્વદેશ ગયો, અને લોર્ડ એલનબરો ગવરનર જે-
નરલ થયો.

,, લોર્ડ એલનબરોએ જેનરલ પોલક અને જેનરલ ઇંગ્લાંડને અફ-
ઘાનિસ્તાનમાં લશકર આપી મોકલ્યા.

,, જેનરલ પોલકે ખૈબર ઘાટને રસ્તે જલાલાબાદ જઇ સેલનો છુટકો
કર્યો, અને અફઘાનોને હરાવી તે કાબુલમાં પેઠો.

,, જેનરલ ઇંગ્લાંડે કંઢારમાં નોટનો છુટકારો કર્યો.

,, જેનરલ નોટે ગીઝની સર કર્યું, અને તેપણ કાબુલમાં પેઠો.

,, અંગ્રેજ બંધવાને અકબરખાંના હાથમાંથી છોડવાને, અને કાબુ-
લનાં મોટાં બજારનો નાશ કરીને અંગ્રેજી લશકર પાછું ફરયું.

૧૮૪૨ દોસ્ત મહુમદને અફઘાનિસ્તાન જવાની રજા મળી.

૧૮૪૩ મીયાની અને હૈદરાબાદની લડાઇમાં સર ચાલ્સ નેપીઅરે સિંધના
અમીરોને હરાવ્યા.

,, લોર્ડ એલનબરોએ સિંધ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો.

,, સર હ્યુ ગોફે મહારાજપોર આગળ, અને જેનરલ ગ્રેએ પનીઆર
આગળ સિંઢયાનાં લશકરને હરાવ્યું, અને ગવાલિઅરની લડા-
ઇનો અંત આણ્યો.

૧૮૪૪ લોર્ડ એલનબરોને બોલાવી લીધો ને સર હેનરી હારડીંજ ગવરનર
જેનરલ થયો.

---

## પ્રકરણ ૧૩મું—(૧૮૪૪-૧૮૫૬).

૧૮૪૫ પંજાબનો પેહેલો વિગ્રહ શરૂ થયો.

,, મુડકીની અને ફીરોજશરની લડાઇમાં સર હ્યુ ગોફે સીખ ફોજ-
ને હરાવી.

૧૮૪૬ બદ્દીવાલ આગળ સીખ સરદાર ગુલાબસીંગે સર હેરી સ્મીથને હરાવ્યો.

૧૮૪૬ આલિવાલની લડાઇમાં સર હેરી સ્મીથે સીખ ફોજને હરાવી.

,, સોબ્રાઓનની લડાઇમાં સર હ્યુ ગોફે તેજસીંઘને હરાવ્યો.

,, લાહોરના રાજાએ કેટલોએક મુલક અને વિગ્રહનો ખરચ અંગ્રેજોને આપીને સંધી કરી.

૧૮૪૮ લોર્ડ હાર્ડીંજ સ્વદેશ ગયો, અને લોર્ડ દેલ્હુસી ગવરનર જેનરલ થયો.

,, લોર્ડ દેલ્હુસીએ સતારાનું રાજ્ય અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધું.

,, પંજાબનો બીજો વિગ્રહ શરૂ થયો.

,, લેફ્ટનન્ટ એડવર્ડસે કીનેરી અને સદુસામ આગળ મુળરાજને હરાવ્યો.

,, જેનરલ વિશ અને મેજર એડવરડસે મુલતાનને ઘેરો ઘાલ્યો.

૧૮૪૯ રામનગરની અને ચિલિઆનવાલાની લડાઇમાં લોર્ડ ગોફે સીખ ફોજને હરાવી.

,, જેનરલ વિશે મુલતાન સર કર્યું.

,, લોર્ડ ગોફની જગાએ સર ચાર્લ્સ નેપીઅરને સેનાપતિ નીમવામાં આવ્યો.

૧૮૪૯ ગુજરાતની લડાઇમાં લોર્ડ ગોફે સીખ લોકોને હરાવ્યા, અને હથીઆર છોડી દેવાની તેમને ફરજ પાડી.

,, લોર્ડ દેલ્હુસીએ ધુલપસીંઘને પેનશન બાંધી આપી પંજાબ પ્રાંત ખાલસા કર્યો.

૧૮૫૩ લોર્ડ દેલ્હુસીએ નાગપોરનું રાજ્ય અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધું.

૧૮૫૬ લોર્ડ દેલ્હુસીએ અયોદ્યા પ્રાંત ખાલસા કર્યો.

૧૮૫૬ લોર્ડ દેલ્હુસી સ્વદેશ ગયો અને લોર્ડ કેનીંગ ગવરનર જેનરલ થયો.

# ભરતખંડના ગવર્નર જેનરલો.

૧. વોરન હેસ્તિંગ્સ. ઇ. ૧૭૭૪-૧૭૮૫.
૨. લોર્ડ કોર્નવાલિસ. ઇ. સ. ૧૭૮૬-૧૭૯૩.
૩. સર જોન શોર. ઇ. સ. ૧૭૯૩-૧૭૯૮.
૪. લોર્ડ વેલેસ્લી. ૧૭૯૮-૧૮૦૫
૫. લોર્ડ કોર્નવાલિસ ( બીજીવાર ) ૧૮૦૫.
૬. સર જ્યોર્જ બાર્લો. ઇ. સ. ૧૮૦૫-૧૮૦૭.
૭. લોર્ડ મિંટો. ઇ. સ. ૧૮૦૭-૧૮૧૩.
૮. લોર્ડ હેસ્તિંગ્સ. ઇ. સ. ૧૮૧૪-૧૮૨૩.
૯. લોર્ડ આમ્હર્સ્ત ઇ. સ. ૧૮૨૩-૧૮૨૮.
૧૦. લોર્ડ વિલ્યમ બેન્તિંક. ઇ. સ. ૧૮૨૮-૧૮૩૫.
૧૧. લોર્ડ ઓકલાંડ ઇ. સ. ૧૮૩૬-૧૮૪૨.
૧૨. લોર્ડ એલનબરો. ઇ. સ. ૧૮૪૨-૧૮૪૪.
૧૩. લોર્ડ હાર્ડિંજ. ઇ. સ. ૧૮૪૪-૧૮૪૮.
૧૪. લોર્ડ ડેલ્હુસી. ઇ. સ. ૧૮૪૮-૧૮૫૬.
૧૫. લોર્ડ કેનિંગ. ઇ. સ. ૧૮૫૬-૧૮૬૧.
૧૬. લોર્ડ એલજીન. ઇ. સ. ૧૮૬૨-૧૮૬૩.
૧૭. સર જોન લોરેન્સ. ઇ. સ. ૧૮૬૪-૧૮૬૮.
૧૮. લોર્ડ મેયો. ઇ. સ. ૧૮૬૯-૧૮૭૨.
૧૯. લોર્ડ નોર્થબ્રૂક. ઇ. સ. ૧૮૭૨-૧૮૭૬.
૨૦. લોર્ડ લિટન. ઇ. સ. ૧૮૭૬-૧૮૮૦.
૨૧. લોર્ડ રિપન. ઇ. સ. ૧૮૮૦.-૧૮૮૪.
૨૨. લોર્ડ ડફરીન. ઇ. સ. ૧૮૮૪.

# હિંદુસ્તાનનો ઇતિહાસ.

## ભાગ ૨જો.

## પ્રકરણ ૧ લું.

## યુરોપીઅન સંસ્થાનો,

### ૧. ફીરંગી.

ઇસવી સનના પંદરમા સૈકાની આખરે ફીરંગી (પોર્ટુગીસ) લોકોએ યુરોપથી હિંદુસ્તાન ભણી આવવાનો જળ માર્ગ શોધી કાઢયો. ઇ. સ. ૧૪૯૮ માં '**વાસ્કો-ડી-ગામા**' નામનો એક પ્રખ્યાત ફીરંગી વહાણવટી, આફ્રિકા ખંડની દક્ષિણે આવેલી 'ગુડ-હોપ' ભૂશિરની આસપાસ થઇને, હિંદુસ્થાનના 'મળબાર' કોસ્તાપર 'કલિકટ' બંદર આગળ એક કાફલા સહિત આવી પોહોંચ્યો. કલિકટના રાજાએ પેહેલાં એને સારો આવકાર દીધો; પણ મુસલમાન વેપારીઓએ રાજાના મનમાં ફીરંગી લોકો વિષે શક ઉત્પન્ન કર્યો, તેથી વાસ્કો-ડી-ગામાને થોડા વખતમાં 'પોર્ટુગળ' તરફ પાછું હંકારી જવું પડયું. ૧૫૦૦ માં 'કાબ્રાલ', ૧૫૦૨ માં વાસ્કો-ડી-ગામા પાછો, અને ૧૫૦૪ માં 'આલ્બુકર્ક' નામના બે ભાઇઓ કાફલા સહિત હિંદુસ્તાનમાં આવ્યા, અને હિંદુસ્તાનથી માલ ભરી પાછા ફર્યા. એ પ્રમાણે હિંદુસ્તાન આવવાનો જળ માર્ગ શોધી કાઢીને આ ફળવંત દેશનો વેપાર ફીરંગી લોકોએ એક હાથ કરી લીધો.

૧૫૦૫ માં પોર્ટુગળના રાજાએ '**ફ્રાન્સિસ-આલમીડા**' ને હિંદુસ્તાનનો સુબો ઠરાવી એક કાફલા સહિત મોકલ્યો. વાનીશિયન લોકો જેઓ 'ઇરાન' અને 'એશિઆ-માઇનર' ને રસ્તે હિંદુસ્તાન જોડે વેપાર ચલાવતા હતા, તેઓ આ વખતે ધભરાટમાં પડયા. તેઓની ઉશ્કેરણીથી ૧૫૦૮ માં 'મીસર' દેશના હાકેમે ફીરંગી લોકોને હાંકી કાઢવાને હિંદુસ્તાન ભણી એક મોટો કાફલો મોકલ્યો. આ કાફલા સાથે ગુજરાતનો હાકેમ પણ પોતાના કાફલા સહિત જોડાયો. આલમીડાનો છો-

કરી આ બન્ને કાફલાની સામો થયો, પણ મુંબઇની દક્ષિણે 'ચોલ' ના બંદરમા એક મોટું યુદ્ધ થયું, તેમાં ફીરંગી કાફલાએ હાર ખાધી, અને આલમીડાનો છોકરો લડતાં માર્યો ગયો. આ હારની ખબર મળતાંજ આલમીડા 'દાબુલ' નું બંદર બાળી નાખીને શત્રુના કાફળાની શોધમાં નિકળ્યો. દીવના બંદરમાં તેણે મીસર અને ગુજરાતના કાફલાનો નાશ કર્યો, અને પોતાના છોકરાના મરણનું વેર લીધું. એજ વર્ષમાં પ્રખ્યાત સેનાપતી 'આલફોન્સો-આલ્બુકર્ક' આલમીડાની જગાએ સુબો થયો. એના વખતમાં ફીરંગી લોકોએ હિંદુસ્તાનમાં સંસ્થાનો સ્થાપવા માંડયાં, અને એમનું બળ આ દેશમાં ઘણું વધ્યું. આલ્બુકર્કે હિંદુસ્તાનમાં એક બળવાન ફીરંગી રાજ્ય સ્થાપવાનો મનસુબો કર્યો, અને તે મતલબથી 'બીજાપુર' ના રાજા સાથે લડીને તેનું 'ગોવા' શેહેર લઇ લીધું, અને તેને ફીરંગી રાજ્યનું મુખ્ય મથક કર્યું, તથા 'મલાકા' અને 'ઓરમજ' જીતી લીધાં, અને હિંદુસ્તાનના કેટલાએક દેશી રાજાઓની દરબારમાં, તેમજ 'સીઆમ' 'સુમાત્રા' અને 'જાવા' ના રાજાઓની દરબારમાં એલચીઓ મોકલ્યા. ૧૫૧૫ માં પોર્ટુગળના રાજાએ આ પ્રખ્યાત સુબાને એકદમ વગર કારણે બરતરફ કર્યો અને તેની જગાએ તેના કટ્ટા શત્રુ 'સોઆરેઝ' ને નીમ્યો. આ શુરા લડવૈયાથી એ દુઃખ સહન થઇ શક્યું નહી, અને તે એજ વર્ષમાં ગોવામાં મરણ પામ્યો.

આલ્બુકર્કનાં મરણ પછી સોળમી સદીના અંત સુધી ઘણા જાણવા જોગ બનાવ બન્યા નહીં. ફીરંગી લોકોએ એટલા વખતમાં થોડાં સંસ્થાનો સ્થાપ્યાં. ૧૫૩૬ માં 'દીવ' નો બેટ એ લોકોના તાબામાં આવ્યો. ૧૫૭૧ માં બીજાપુર, અહમદનગર, અને કલિકટના રાજાઓએ સાથે મળીને ફીરંગીઓ સામે વિગ્રહ આરંભ્યો, અને ગોવા શેહેરપર ઘેરો નાખ્યો. આ સઘળા રાજા ઉપર ફીરંગી લોકોએ ફતેહ મેળવી, અને

તેઓને પાછા હઠાવ્યા. સતરમી સદીમાં મુખ્યત્વે કરીને 'વલંદા' (હોલાન્ડ દેશના રેહેવાસી) લોકોની હરીફાઇથી હિંદુસ્તાનમાં અને એશિઆના બીજા ભાગોમાં ફીરંગી લોકોનું બળ ઓછું થતું ગયું. ૧૬૦૭ માં વલંદાઓએ તેમનું 'મોલકકાસ' સંસ્થાન લઇ લીધું, ૧૬૨૨ માં ઇરાનના બાદશાહે 'ઓરમજ' સંસ્થાન લઇ લીધું; અને 'મસ્કટ' ના ઇમામે આફ્રિકાના પૂર્વ કિનારાપરનાં તેમનાં કેટલાંક સંસ્થાન તાબે કીધાં. ૧૬૩૧ માં મુગલ બાદશાહ શાહજહાંના હુકમથી બંગાળાના શુબાએ તેમનાં 'હુગલી' નાં સંસ્થાનનો નાશ કર્યો, અને તેમને બંગાળામાંથી હાંકી કાઢયા. ૧૬૪૦ માં 'મલાકા' માંથી, અને ૧૬૫૬ માં 'સીલોન' માંથી વલંદા લોકોએ તેમને હાંકી કાઢયા. ૧૬૬૨ માં શિવાજીને ખંડણી આપવાની ફીરંગી લોકોને ફરજ પડી. ૧૭૩૯ માં બાજીરાવ પેશ્વાના ભાઇ ચીમનાજી આપાએ તેઓનો 'વસઇ' નો કિલ્લો લડીને લીધો. એ પ્રમાણે ફીરંગીઓએ એશિઆ માહેલાં ઘણાં ખરાં સંસ્થાનો ખોયાં. હાલ હિંદુસ્તાનમાં તેમનાં સંસ્થાન માત્ર ત્રણ છે,—ગોવા, દમન અને દીવ.

## ૨. વલંદા અને ડેન.

સતરમી સદીની શરૂઆતમાં વલંદા લોકો એશિઆમાં ફીરંગી લોકના હરીફ થઇ પડયા. તેઓએ પણ આ વખતથી પૂર્વ તરફનાં દેશો સાથે વેપાર ચલાવવા માંડયો, અને જુદે જુદે ઠેકાણે સંસ્થાનો સ્થાપ્યાં, તેઓએ ઉપર જણાવ્યા પ્રમાણે ફીરંગી લોકોનાં કેટલાંએક સંસ્થાનો લઇ લીધાં, અને 'જાવા' બેટમાં 'બતેવિયા' નું સંસ્થાન સ્થાપીને તેને પૂર્વમાં પોતાનું મુખ્ય મથક કર્યું; હિંદુસ્તાનમાં પણ આ સાહસિક લોકોએ કેટલાંએક સંસ્થાનો સ્થાપ્યાં; તેમાંના મુખ્ય 'ચીનસુરા' બં-

ગાળા પ્રાંતમાં), અને 'નેગેપટામ' (કર્ણાટક પ્રાંતમાં) હતાં. 'સુરત' માં પણ વલંદાઓએ પોતાની વેપારની કોઠી સ્થાપી હતી. હિંદુસ્તાન માહેલાં તેમનાં સઘળાં સંસ્થાનો પાછળથી અંગ્રેજોએ લઈ લીધાં, તેથી હાલ આ દેશમાં વલંદા લોકોનું એકપણ સંસ્થાન નથી.

સતરમી સદીની શરૂઆતમાં 'ડેન' લોકોએ પણ હિંદુસ્તાનમાં બે સંસ્થાનો સ્થાપ્યાં હતાં. એક 'ત્રાંકિવબાર' સંસ્થાન દક્ષિણ 'કર્નાટકમાં' માં હતું; અને બીજું 'સીરામપોર' સંસ્થાન બંગાળામાં હતું. આ બન્ને સંસ્થાનો અંગ્રેજ સરકારે ૧૮૪૫ માં ડેન લોકો પાસેથી વેચાતાં લીધાં.

## ૩. અંગ્રેજ.

સોળમી સદીની આખરે અંગ્રેજ લોકોનું ધ્યાન હિંદુસ્તાન ભણી ખેંચાયું. હિંદુસ્તાન અને એશિઆના બીજા દેશો જોડે વેપાર ચલાવવાને 'ઇંગ્લાંડ' ના વેપારીઓએ 'ઇસ્ટ-ઇનડયા કંપની' નામની એક પેઢી સ્થાપી; અને આ પેઢીએ ઇ. સ. ૧૬૦૦ માં ઇંગલાંડની રાણી 'ઇલીઝાબેથ' કનેથી પૂર્વમાં વેપાર કરવાનો પટો મેળવ્યો. આ મતલબથી અંગ્રેજોના કાફલા 'કેપ' ને રસ્તે હિંદુસ્તાન ભણી આવવા લાગ્યા. પેહેલો કાફલો ૧૬૦૧ માં 'કેપટન લેન્કેસ્ટર' ની સરદારી હેઠળ આવ્યો. ત્યારપછી ૧૬૦૮ માં ઇંગલાંડના બાદશાહ પેહેલા 'જેમ્સ' કનેથી, અને ઇસ્ટ ઇનડયા કંપની તરફથી, ભલામણ પત્રો લઇને 'કેપટન હોકિન્સ' 'જાંહાંગીર' બાદશાહની દરબારમાં આવ્યો. જાંહાંગીરે તેને સારો આવકાર દીધો, અને 'હોકીન્સ' ત્રણ વર્ષ લગી આગ્રામાં રહયો. ૧૬૧૩ માં જાંહાંગીર બાદશાહે મુગલ રાજ્યમાં ચાર ઠેકાણે વેપારની કોઠી સ્થાપવાની અંગ્રેજોને પરવાનગી આપી. ૧૬૧૫ માં સર-

તોમસ-રો' ઇંગ્લાંડના બાદશાહ પેહેલા 'જેમ્સ' ના એલચી તરીકે જાંહાંગીરની દરબારમાં આવ્યો, અને ત્રણ વર્ષ સુધી હિંદુસ્તાનમાં રહયો. જાંહાંગીરે તેને બહુ માન આપ્યું, અને પોતાની દરબારમા તેને સર્વથી ઉંચી પદવી આપી. સર તોમસ રોએ ઇંગ્રેજ વેપારીઓને નડતી ઘણી એક અડચણો દુર કરી, અને જાંહાંગીરને સમજાવીને ઇસ્ટ ઇનડયા કંપનીને કેટલાએક ફાયદાકારક હકો અપાવ્યા.

૧૬૧૬ માં અંગ્રેજોએ 'સુરત,' 'કલિકટ,' અને 'મસ્લીપટમ' માં પોતાની કોઠી સ્થાપી. ઘણાં વર્ષ સુધી સુરત હિંદુસ્તાનમાં તેમનું મુખ્ય મથક હતું. ૧૬૩૮ માં સુરત માહેલા એક અંગ્રેજ વૈદ દાકતર 'બ્રાઉતને' શાહજહાં બાદશાહની દીકરીને માંદગીમાંથી સાજી કરી, તેથી બાદશાહે ખુશી થઇને દાકતર બ્રાઉતનની અરજ ઉપરથી ઇસ્ટ ઇનડયા કંપનીને કેટલાક હક બખસ્યા. એજ પ્રમાણે દાકતર બ્રાઉતનની કાબેલિઅતને લીધે બંગાળાના સુબા તરફથી કંપનીને બંગાળામાં વેપાર કરવાની છુટ મળી. ૧૬૪૦ માં 'બીજયાનગર' ના 'રામ રાજા' ના ભાઇ કનેથી થોડી જમીન વેચાતી લઇને અંગરેજોએ 'મદ્રાસ' સંસ્થાન સ્થાપ્યું, અને 'ફોર્ટજયોર્જ' નો કિલ્લો બાંધ્યો. ૧૬૫૩ માં 'કોરોમાન્ડલ' કોસ્તા ઉપર મદ્રાસ કંપનીનું મુખ્ય મથક થયું. ૧૬૬૪ માં શિવાજીએ સુરત ઉપર હુમલો કર્યો તે વખતે અંગ્રેજોએ 'સર-જયોર્જ-ઓકસેનડન' ની સરદારી હેઠળ પોતાની કોઠીનો ઘણી બાહાદુરીથી બચાવ કર્યો અને લોકોનું રક્ષણ કર્યું. ઔરંગજેબ બાદશાહ આ ખબર સાંભળીને ઘણો ખુશી થયો, અને તેણે કંપનીના માલપરની કેટલીક જગાત કાઢી નાખી. ઇંગ્લાંડનો રાજા બીજો 'ચાલ્સ' ૧૬૬૨ માં પોર્ટુગળના રાજાની છોકરી 'કેથેરાઇન' જોડે પરણ્યો, ત્યારે પોર્ટુગળના રાજાએ 'મુંબઇ' બેટ ચાલ્સ રાજાને પેહેરામણીમાં આપ્યો

હતો. આ બેટ ૧૬૬૮ માં ચાર્લ્સ રાજાએ ઇસ્ટ ઇનડયા કંપનીને સ્વાધીન કર્યો. આ વખત પછી પશ્ચિમ કાંઠા ઉપર મુંબઇ કંપનીનું મુખ્ય મથક થયું. ૧૬૯૬ માં ઇંગ્રેજોએ બંગાળામાં 'કલકતા' નું સંસ્થાન સ્થાપ્યું, અને 'ફોર્ટ-વિલ્યમ' નો કિલ્લો બાંધ્યો. બંગાળામાં કલકતા કંપનીનું મુખ્ય મથક થયું. આ પ્રમાણે સતરમી સદીની આખરે હિંદુસ્તાનમાં અંગ્રેજોનાં મુખ્ય મથક હાલની માફક કલકતા, મુંબઇ, અને મદ્રાસ હતાં.

---

## ૪. ફ્રેન્ચ.

ફ્રેન્ચ સરકારે ૧૬૦૪ માં હિંદુસ્તાન ભણી પહેલો કાફલો મોકલ્યો, અને ૧૬૬૪ માં ફ્રેન્ચ ઇસ્ટ ઇનડયા કંપની ઉભી થઇ. આ કંપનીએ અંગ્રેજ અને વલંદા વેપારીની માફક સુરતમાં પોતાની કોઠી સ્થાપી. ૧૬૭૪ માં 'માર્તિન' નામના એક ફ્રેન્ચ પુરૂષે બીજાપુરના રાજા કનેથી કર્નાટકમાં જમીન વેચાતી લઇને 'પોન્ડીચરી' શેહેર વસાવ્યું, અને તેને ફ્રેન્ચોનું મુખ્ય મથક કર્યું, ૧૬૮૮ માં ફ્રેન્ચ લોકોએ બંગાળામાં 'હુગલી' નદીપર 'ચનદનગર' શેહેર વસાવ્યું; અને ૧૭૨૫ માં 'લાબુર્દોને' નામના એક ફ્રેંચ અમલદારની બાહાદુરીથી મલબાર કોસ્તા ઉપર 'માહે' બંદર ફ્રેન્ચોના હાથમાં આવ્યું. ૧૭૩૫ માં પોન્ડીચરીનો હાકેમ 'ડુમા' નામે એક પુરૂષ હતો, અને તેના પછી ૧૭૪૧ માં 'ડુપ્લે' હાકેમ થયો. પોન્ડીચરીમાં આવ્યા પેહેલાં 'ડુપ્લે' ૧૭૩૧ થી ૧૭૪૧ સુધી ચનદરનગરનો હાકેમ હતો. આલ્બુકર્કની માફક ડુપ્લેએ પણ હિંદુસ્તાનમાં એક બળવાન રાજ્ય સ્થાપવાનો મનસુબો કર્યો હતો, અને તે માટે પેહેલાં અંગ્રેજોને હાંકી કાઢવાને તેણે પ્રયત્ન કર્યો. પેહેલાં થોડો વખત ડુપ્લે પોતાની મ-

તસબમાં ફાવતો માલમ પડયો, અને દક્ષિણ હિંદુસ્તાનમાં અંગ્રેજોની ઘણી દુર્દશા થઈ; પણ પાછળથી અંગ્રેજો ફાવ્યા અને ફ્રેન્ચોનું બળ ભાગી પડ્યું, હાલ હિંદુસ્તાનમાં ફ્રેન્ચોનાં પાંચ સંસ્થાન છે,—'પોન્ડીચરી,' 'ચનદરનગર'' 'માહે,' 'કરિકલ,' અને 'યાનાઉન'.

## પ્રકરણ ૨ જું.

## ઔરંગઝેબનાં મરણ પછી દખણની સ્થિતિ.

## ( ૧૭૦૭-૧૭૪૮. )

### ૧. મરેઠી રાજ્ય.

ઔરંગઝેબ બાદશાહનાં મરણ પછી તેનાં છોકરા 'આઝમે' સંભાજીના છોકરા શાહુને છોડી મૂકયો, તેથી શાહુ દખણમાં આવીને 'તારાબાઈ' કનેથી રાજ્ય સત્તા લઈ સતારાની ગાદીપર બેઠો (૧૭૦૮). મુગલ દરબારમાં કેળવાયાથી શાહુને એશ આરામ ઘણો પસંદ પડતો હતો, તેથી તેણે સઘળો રાજકારભાર પોતાના વજીર 'બાળાજી વિશ્વનાથ' ને સોંપ્યો (૧૭૧૪). એ વખત પછી મરેઠી રાજ્યમાં પેશ્વા (વજીર) કરતા હરતા થયા. ૧૭૨૦ માં બાળાજી વિશ્વનાથનાં મરણ પછી શાહુએ બાળાજીના છોકરા 'બાજીરાવ' ને પેશ્વાની પદવી આપી. બાજીરાવ ઘણો શૂરો હતો, અને તેણે શાહુના રાજ્યને ઘણું વધાર્યું. ૧૭૪૦ માં બાજીરાવનાં મરણ પછી 'બાળાજી બાજીરાવ' પેશ્વા થયો. ૧૭૪૮ માં શાહુરાજા મરણ પામ્યો અને પેશ્વા બાળાજી બાજીરાવે બીજા શિવાજીના કુંવર રામરાજાને સતારાની ગાદીએ બેસાડયો.

### ૨. હૈદ્રાબાદનું રાજ્ય.

મરેઠી રાજ્ય શિવાય દખણનો બાકીનો ભાગ દિલ્હીના મુગલ બાદશાહને તાબે હતો, જેના તરફથી એક હાકેમ દખણના સુબેદારને

ઓધ્ધો ધારણ કરી ત્યાં રાજ ચલાવતો હતો. ઔરંગઝેબ પછી તેના છોકરા , બાહાદુરશાહે,' , **ઝુલ્ફિકરખાંને** દખણનો સુબો કર્યો હતો. ઝુલફિકરખાં ઘણો ખરો ' દિલ્હી ' માં રેહેતો હતો, તેથી તેને દખણનો કારભાર ' દાઉડખાં ' નામનાં એક નાયકને સોંપ્યો હતો. ૧૭૧૨ માં બાહાદુરશાહનાં મરણ પછી તેનાં છોકરા ગાદીને માટે વઢયા, તે વખતે પ્રખ્યાત સૈયદ ભાઈઓ ' હુસેનઅલી ' અને ' અબદુલા ' જે ' બહાર ' અને ' અલાહાબાદ ' પ્રાંતના સુબા હતા, તેઓની મદદથી ૧૭૧૩ માં ' ફરૂખશીર ' બાદશાહ થયો, અને ' ઝુલફિકરખાં ' આ સૈયદોને હાથે માર્યો ગયો. આ ફેરફારથી દખણના સુબેદારનો ઓધ્ધો ' અસોફજાહ ' ને મળ્યો. (' અસોફજાહ ' હિંદુસ્તાનની તવારીખમાં ' **નિઝામ-ઊલ-મુલ્ક** ' ને નામે પ્રખ્યાત થઈ ગયલો છે.) ૧૭૧૪ મા સૈયદ ' હુસેન અલી ' જે બાદશાહનો વઝીર હતો તે ' અસોફજાહ ' ને ખસેડીને પોતે દખણનો સુબેદાર થયો. નિઝામ-ઉલ-મુલ્ક ' અયોઢયા ' ના નવાબ ' **સાદતખાં** ' સાથે મળીને આ સૈયદ ભાઈઓની સામે થયો, અને ૧૭૨૦ માં તેઓની સત્તાનો અંત આણવામાં ફતેહમંદ ઉતર્યો. નિઝામ-ઉલ-મુલ્ક બાદશાહનો વઝીર થયો, અને તેણે દખણના સુબેદારનો પોતાનો આગળો ઓધ્ધો પણ ધારણ કીધો. ૧૭૨૪ માં આ ઘરડો નિઝામ દખણમાં ગયો, અને હૈદ્રાબાદમાં પોતાનું રાજ્ય સ્થાપી સ્વતંત્રપણે રાજ ચલાવવા લાગ્યો. આ બહાદુર લડવૈયો ૧૦૪ વર્ષની ઉમરે ૧૭૪૮ માં મરણ પામ્યો. એજ વર્ષમાં દીલ્હીનો બાદશાહ મહમદશાહ અને મરેઠી રાજા શાહુ પણ મરણ પામ્યા.

## ૩. કર્નાટકનું રાજ્ય.

ઝુલફિકરખાં અને નિઝામ-ઉલ-મુલ્ક જે વખતે દખણના સુબેદાર હતા, તે વખતે કર્નાટકનો રાજ્ય કારભાર ' સાદત-ઉલાખાં ' નામના

નાયકને સ્વાધીન હતો. ૧૭૩૨ માં સાદત-ઉલાખાં મરણ પામ્યો, અને તેનો ભત્રીજો '**દોસ્તઅલી**' દખણના સુબેદાર નિઝામ-ઉલ-મુલ્કની પરવાનગી મેળવ્યા વગર કર્નાટકનો નવાબ થયો. નિઝામ આ વખતે બાજીરાવ પેશ્વા જોડે લડવામાં રોકાયલો હતો તેથી તેણે નવાબનો ઓધ્ધો ધારણ કરવામાં દોસ્તઅલીને અડચણ કરી નહીં. દોસ્તઅલીનો '**ચન્દા સાહેબ**' નામે જમાઇ હતો, જેને પોન્ડીચરીના હાકેમ 'ડુમાં' જોડે ઘણી દોસ્તી હતી. ૧૭૩૬ માં 'ત્રિચિનાપોલી' ની રાણી સાથે દગો રમીને ચન્દા સાહેબ ત્રિચિનાપોલી શેહેર અને તેની આસપાસના મુલકનો ધણી થઇ પડયો; અને ૧૭૩૯ માં તેને 'તાનજોર' ના મરેઠી રાજા કનેથી 'કરિકલ' બંદર છીનવી લેઇને ફ્રેન્ચોને આપ્યું. ચન્દા સાહેબનાં આવાં કૃત્યથી મરેઠાઓને ઘણો ક્રોધ ચઢયો; તેથી 'બીરાર' નો રાજા 'રઘુજી ભોંસ્લે' અને 'મોરારીરાવ' એક મોટી સેનાસહિત કર્નાટક ઉપર ચઢયા. દોસ્તઅલી 'અમ્બુર' આગલ તેમની સામો થયો, પણ તે હાર્યો અને માર્યો ગયો (૧૭૪૦). મરેઠાઓએ દોસ્તઅલીના છોકરા 'સફ્દરઅલી' ને નવાબ ઠેરવ્યો; અને ૧૭૪૧ માં તેઓએ ત્રિચિનાપોલીને ઘેરો ઘાલ્યો. આ શેહેરનો ત્રણ મહિના સુધી ચન્દા સાહેબે ઘણી બાહાદુરીથી બચાવ કર્યો, પણ અંતે તેને શરણ થવું પડયું. મરેઠા ચન્દા સાહેબને કેદ પકડી લઇ ગયા, અને તેને સતારામાં કેદ કર્યો, જ્યાં તે સાત વર્ષ સુધી રહયો. સફ્દરઅલીને તેના બનેવી 'મોર્તિઝા અલી' એ ૧૭૪૨ માં મારી નાખ્યો; અને તેની બાયડીએ પોતાનાં નાનાં બાળક સહિત મદ્રાસમાં અંગ્રેજોનો આશરો લીધો. એ વખતે નિઝામ-ઉલ-મુલ્કે એક મોટાં લશકર સહિત આવીને કર્નાટકમાં બંદોબસ્ત કર્યો. તેણે સફ્દરઅલીના બાળકને નવાબ તરીકે કબુલ રાખ્યો; અને તે મોટો થાય ત્યાં સુધી કર્નાટકનો રાજ્ય કારભાર 'અ-

**નવારૂદીન**' નામના પોતાના એક અનુભવી નાયકને સોંપીને તે પાછો ફર્યો. ૧૭૪૩ માં આ બાળક નવાબને કોઇએ મારી નાખ્યો; તેથી અનવારૂદીને કર્નાટકના નવાબનો ઓદ્દો ધારણ કીધો.

## પ્રકરણ ૩ જું.

### કર્નાટકમાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે વિગ્રહ.

### ( ૧૭૪૬–૧૭૬૧. )

### ૧. કર્નાટકનો પેહેલો વિગ્રહ. (૧૭૪૬–૧૭૪૮.)

છેલ્લાં પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે કર્નાટકની સ્થિતી હતી તેવામાં યુરોપખંડમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઇ ઉઠી. ૧૭૪૬ માં ફ્રેન્ચ સરકારે યુરોપથી **લાબુર્ડોને** નામના પ્રખ્યાત સરદારને એક કાફલા સહિત અંગ્રેજોના સંસ્થાનોનો નાશ કરવાને હિંદુસ્તાન ભણી મોકલ્યો. એજ વખતે ઇંગ્લાંડથી પણ એક કાફલો ઇંગ્રેજોનાં સંસ્થાનોનાં રક્ષણને માટે હિંદુસ્તાનમાં આવી પોંહોંચ્યો. લાબુર્ડોનેએ ૪૦૦૦ માણસ સહિત મદ્રાસ ઉપર હુમલો કર્યો. મદ્રાસનો કોટ ઘણો નબળો હતો, અને આ સંસ્થાનનાં રક્ષણને માટે ફકત ૪૦૦ અંગ્રેજ સીપાઇઓ હતા; વળી અંગ્રેજોનાં કમનસીબે ઇંગ્લાંડથી આવેલો કાફલો એ વખતે બીજી તરફ હંકારી ગયો હતો, તેથી મદ્રાસના ગવરનર મોર્સને પોતાનાં નાનાં લશકર સહિત શરણ થવાની ફરજ પડી (૧૭૪૬). લાબુર્ડોનેએ મદ્રાસ માહેલી કંપનીની માલ મિલકત જપત કરી; અને ૪૪ લાખ રૂપીઆ લઇને ત્રણ મહિના પછી અંગ્રેજોને તેમનું આ સંસ્થાન પાછું સ્વાધીન કરવાને કબુલ કર્યું. ડુપ્લેએ આ કરાર પસંદ નહીં કર્યો. તોપણ લાબુર્ડોનેએ કરારનામા ઉપર સહી કરી; અને ત્યાર પછી પોતાના કાફલા સહિત યુરોપ તરફ હંકારી ગયો. એનાં કૃત્ય ફ્રેન્ચ સરકારને પસંદ પડયાં

નહીં, તેથી એને ત્રણ વર્ષ સુધી બંદીખાનામાં રાખ્યો. આ શુરો સરદાર ૧૭૫૩ માં મરણ પામ્યો.

કર્નાટકનાં નવાબ અનવારૂદીને ફ્રેન્ચ લોકોને મદ્રાસપર હુમલો કરવાને પેહેલાં પરવાનગી આપી હતી નહીં; પણ મદ્રાસ જીતી લઇને નવાબને આપી દેવાનું ડુપ્લેએ કબુલ કરયું હતું, તેથી નવાબે તેમને કંઇ અટકાવ કર્યો નહીં. મદ્રાસ ફ્રેન્ચોના હાથમાં આવ્યા પછી જયારે નવાબે જોયું કે ડુપ્લેનો વિચાર પોતાની કબુલાત પાળવાનો નથી, ત્યારે તેને પોતાના છોકરાને ૧૦૦૦૦ માણુસનું લશકર આપી મદ્રાસ લેવા મોકલ્યો. પેરેડી નામના ફ્રેન્ચ અમલદારે ૨૩૦) યુરોપીઅન, અને ૭૦૦ દેશી સીપાઇઓ સાથે નવાબનાં આ મોટાં લશકરનો પરાજય કર્યો (૧૭૪૬). ડુપ્લેએ તરત અનવારૂદીનને પાછો મેળવી લીધો, પણ થોડા વખતમાં નવાબે અંગ્રેજોનો પક્ષ પકડયો.

લાબુર્ડોનેએ અંગ્રેજો સાથે કરેલો કરાર ડુપ્લેએ તોડયો, અને મદ્રાસ પોતાને સ્વાધીન લઇને પેરેડીને ત્યાંનો હાકેમ નીમ્યો. મદ્રાસ માહેલા અંગ્રેજોને, અને બીજા મુખ્ય રેહેવાસીઓને તેણે પોન્ડાચરીમાં લાવી પુર્યા. મદ્રાસથી બાર મૈલને છેટે આવેલા સેંત દેવીડના કિલ્લામાં થોડા અંગ્રેજો રહેલા હતા, તેથી ૧૭૪૭ માં ડુપ્લેએ સેંત દેવીડને ઘેરો ઘાલ્યો. કિલ્લા માહેલા અંગ્રેજોએ ઘણી બાહાદુરીથી કિલ્લાનો બચાવ કર્યો અને ઇંગ્લાંડથી 'એડમીરલ બોસકોઅન' એક કાફલા સહિત આવી લાગો, તેથી ફ્રેન્ચો ઘેરો ઉઠાવી પોન્ડીચરી તરફ પાછા હઠયા. ૧૭૪૮ માં એડમીરલ બોસકોઅને પોન્ડીચરીને ઘેરો ઘાલ્યો. ડુપ્લેએ પાંચ અઠવાડીઆં સુધી શેહેરનો ઘણી હિમતથી બચાવ કર્યો. જેથી અંગ્રેજો ફાવ્યા નહીં, અને તેમને ઘેરો ઉઠાવી લેવાની ફરજ પડી. આ બનાવ પછી તરતજ યુરોપમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે 'એકસ-લા-શાપેલ'

આગળ સંધી થઇ અને હિંદુસ્તાનમાં પણ લડાઇ બંધ પડી. બન્નેએ એક બીજાનાં જીતી લીધેલા મુલકો પાછા આપ્યા. (૧૭૪૮.)

## ૨. હૈદ્રાબાદ અને કર્નાટકની ગાદી વિષે વાદ. અને કર્નાટકનો બીજો વિગ્રહ. (૧૭૪૮--૧૭૫૫.)

છેલ્લાં પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે ૧૭૪૮ માં દખણના પ્રખ્યાત સુબેદાર નિઝામ-ઉલ-મુલ્કનો કાળ થયો. આ શુરા સરદારે પોતાની ગાદી પોતાના પૌત્ર **મુઝફ્ફરજંગને** આપવાની મરજી જણાવી હતી; પણ તેનો બીજો છોકરો નાઝિરજંગ પોતાના બાપનાં મરણ વખતે હૈદ્રાબાદમાં હોવાથી લશકરની મદદ વડે તરત ગાદીપર બેઠો, અને તેણે દખણના સુબેદારનો ઓદ્દો ધારણ કીધો. મુઝફ્ફરજંગ મરેઠાની મદદ મેળવવા માટે સતારે ગયો, ત્યાં તેને ચન્દા સાહેબ સાથે દોસ્તી થઇ; અને આ બન્ને શાહજાદાએ હૈદ્રાબાદ અને કર્નાટકની ગાદી મેળવવા માટે ફ્રેન્ચ હાકેમ ડુપ્લેની મદદ માંગી. ફ્રેન્ચ સતા વધારવાને આ લાગ ઠીક માલમ પડવાથી ડુપ્લેએ તેમની અરજ બહાલ રાખી, અને મરેઠાને સાત લાખ રૂપીઆ આપીને ચન્દા સાહેબને છોડવ્યો. મુઝફ્ફરજંગ અને ચન્દા સાહેબે થોડુંએક લશકર ભેગું કર્યું, અને ડુપ્લેએ તેમની મદદે **બુસીને** થોડુંક લશકર આપી મોકલ્યો. પેહલાં તેઓએ કર્નાટકના નવાબ અનવારૂદીન સામે લડાઇ ઉઠાવી. નવાબ અમ્બુરનાં રણમાં તેની સામે થયો, પણ તેણે હાર ખાધી અને પોતાના વડા છોકરા સહિત તે માર્યો ગયો; અને તેનો નાનો છોકરો **મહમદઅલી** ત્રિચિનાપોલીમાં જઇ ભરાયો. (૧૭૪૯). મુઝફ્ફરજંગ અને ચન્દા સાહેબે તરત કર્નાટકની રાજધાની આર્કટનો કબજો લીધો; અને મુઝફ્ફરજંગે દખણના સુબેદારનો

ઓધ્ધો ધારણ કરીને ચન્દા સાહેબને કર્નાટકનો નવાબ ઠરાવ્યો. આ મદદને માટે ડુપ્લેને પોન્ડીચરીની આસપાસનાં ૮૧ ગામો મળ્યાં.

આ ખબર મળતાંજ નાઝિરજંગ એક મોટાં લશકર સાથે કર્નાટક પર ચઢી આવ્યો, અને પોન્ડીચરીની નજદીક તેણે મુઝફ્ફરજંગને હરાવ્યો અને કેદ પકડયો; ચન્દા સાહેબ નાહાસી ગયો, અને ફ્રેન્ચો જોઇતી મદદ કરી શકયા નહીં. એ લડાઇમાં અંગ્રેજો તરફથી મેજર લોરન્સ નામનો એક અમલદાર થોડાં માણસો સહિત નાઝિરજંગની મદદે આવ્યો હતો. નાઝિરજંગે તરતજ પોતાના ઓધ્ધાની રૂએ મહમદઅલીને કર્નાટકનો નવાબ ઠરાવ્યો (૧૭૫૦). આ ફતેહ પછી નાઝિરજંગ આળસુ પડી રહ્યો; તેનો લાભ લઇને ફ્રેન્ચોએ કદાલોર આગળ મહમદઅલીને હરાવ્યો અને જિનજીનો મજબુત કિલ્લો બુસિએ ૨૪ કલાકમાં લીધો. નાઝિરજંગ અંતે ફ્રેન્ચોની સામો થયો, પણ તેના કેટલાક નાયકોએ તેની સામે સંપ કર્યો અને તેને મારી નાખી મુઝફ્ફરજંગને છુટે કર્યો. મુઝફ્ફરજંગ છુટીને પોન્ડીચરીમાં ડુપ્લેને મળવા ગયો; ત્યાં એણે મોટા દમામથી દખણના સુબેદારનો ઓધ્ધો ધારણ કીધો, અને ચન્દા સાહેબને પાછો કર્નાટકનો નવાબ કર્યો. ડુપ્લેને અને ફ્રેન્ચ ઇસ્ટ ઇનડયા કંપનીને મુઝફ્ફરજંગ તરફથી કીમતી બક્ષેસો મળી (૧૭૫૦). ૧૭૫૧ માં મુઝફ્ફરજંગને તેની રાજધાનીનાં શેહેર ઔરંગાબાદ મધે ગાદીએ બેસાડવાને ડુપ્લેએ બુસીને એક નાનાં લશકર સાથે મોકલ્યો; માર્ગમાં જે નાયકોએ નાઝિરજંગને મારી નાખ્યો હતો તેઓએ મુઝફ્ફરજંગને પણ મારી નાખ્યો. બુસીએ તરત નિઝામઉલ-મુલ્કના નાના છોકરા સલાબતજંગને સુબેદાર તરીકે જાહેર કીધો અને તેને સહીસલામત ઔરંગાબાદ લઇ જઇને ગાદીએ બેસાડયો. બુસી નિઝામના સલાહકારી તરીકે તેની દરબારમાં રહ્યો.

૧૭૫૧ માં ચન્દા સાહેબે અને ફ્રેન્ચોએ ત્રિચિનાપોલીમાં મહમદઅલી ઉપર હુમલો કર્યો. અંગ્રેજો પાસે પુરતું લશકર નહીં હોવાથી તેઓ પોતાના મિત્ર મહમદઅલીને મદદ કરી શકયા નહીં. ત્રિચિનાપોલી શત્રુના હાથમાં જવાને કાંઇ ઘણી ખોટી હતી નહીં, તેટલાંમાં **રોબર્ટ કલાઇવ** નામના એક જુવાન લશકરી અમલદારે મદ્રાસના ગવરનર મી૦ સોનડર્સને મહમદઅલીનો છુટકારો કરવાનો એક ઉપાય સુચવ્યો, તેથી દક્ષિણ હિંદુસ્તાનમાં ઇંગ્રેજી સતાનો નાશ થતો અટકયો. કેપ્તન કલાઇવે એવી સુચના કીધી કે આ વખતે ચન્દા સાહેબની રાજધાની આર્કટ ઉપર હુમલો કરવામાં આવે, તો ઘણું કરીને મહમદઅલીનો છુટકારો થાય; અને આ કામ બજાવવાનું તેણે માથે લીધું, ગવરનરને બીજો કંઇ ઉપાય ન માલમ પડવાથી કલાઇવની સુચના પસંદ પડી. ૨૦૦ યુરોપીઅન અને ૩૦૦ દેશી સીપાઇઓ સાથે કલાઇવે આરકટ લીધું. ચન્દા સાહેબે પોતાના છોકરા રાજા સાહેબને ૧૦૦૦૦ માણસ આપીને પોતાની રાજધાની પાછી લેવા મોકલ્યો. કલાઇવે આટલાં થોડાં માણસ સાથે સાત અઠવાડીઆં સુધી આર્કટનો બચાવ કર્યો, અને રાજા સાહેબને ઘેરો ઉઠાવી જવાની ફરજ પાડી. કલાઇવને થોડી મદદ આવી પુગવાથી તે રાજા સાહેબની પાછલ ગયો અને આર્નીની લડાઇમાં તેને હરાવ્યો. (૧૭૫૧).

ડુપ્લેએ પોતાની ફતેહની નીશાની તરીકે ૧૭૫૦ માં એક સ્તંભ ઉભો કર્યો હતો, અને ડુપ્લે-ફતેહ-આબાદ નામનું શેહેર વસાવ્યું હતું, તે બન્નેનો કલાઇવે ૧૭૫૨માં નાશ કર્યો; અને મેજર લોરેન્સ સાથે મળીને ત્રિચિનાપોલી આગળ શત્રુની સામો ગયો. અંગ્રેજોએ ચન્દા સાહેબ અને ફ્રેન્ચોને ઘેરી લીધા, જેથી ચન્દા સાહેબ તાનજોરના લશકરના સેનાપતિને શરણે ગયો, અને આખાં ફ્રેન્ચ લશકરને હથિયાર છોડી દેવાની ફરજ પડી. ચન્દા સાહેબને તાનજોરનાં લશકરના સેનાપતિએ

મારી નાખ્યો, અને મહમદઅલી કર્નાટકનો નવાબ થયો (૧૭૫૨). ફ્રેન્ચોએ ૧૭૫૪ માં પાછો ત્રિચિનાપોલીને ઘેરો ઘાલ્યો, પણ મેજર લોરેન્સે તેનો બહાદુરીથી બચાવ કીધો. તેથી તેઓને પાછું હઠવું પડ્યું. એજ વર્ષમાં ફ્રેન્ચ સરકારે ડુપ્લેને બોલાવી લીધો અને તેની જગાએ ગોડહ્યુને હાકેમ ઠરાવ્યો. નવા હાકેમે મહમદઅલીને નવાબ તરીકે કબુલ રાખ્યો, અને અંગ્રેજો સાથે સંધી કરી (૧૭૫૫). ડુપ્લે ઘણી ગરીબ હાલતમાં પોતાના પાછલા દિવસ કાઢી ૧૭૬૪ માં પેરીસ શેહેરમાં મરણ પામ્યો.

---

### ૩. કર્નાટકનો ત્રીજો વિગ્રહ. (૧૭૫૭--૧૭૬૧.)

યુરોપમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઇ ઉઠી, તેથી હિંદુસ્તાનમાં પણ ૧૭૫૭ માં વિગ્રહ શરૂ થયો. એજ વર્ષમાં **કાઉન્ત-ડી-લાલી** નામે એક પ્રખ્યાત સરદાર યુરોપથી લશકર લઇ પોન્ડીચરીમા આવી પુગો, અને બુસીને ઉત્તર સરકારમાંથી બોલાવીને અંગ્રેજો સામે લડાઇની તૈયારી કરવા મંડયો. ૧૭૫૮ માં લાલીએ અંગરેજોનો સેંટ ડેવીડનો કિલ્લો લઇને તેને જમીન બરાબર કરી નાખ્યો; અને એજ વર્ષના ડીસેમ્બર મહિનામાં તેણે મદ્રાસને ઘેરો ઘાલ્યો. લાલીને તેના નાયકો જોડે બનતું નહી તેથી તેની છાવણીમાં ઘણો ગેરબંદોબસ્ત અને કુસંપ હતો. તેથી તે મદ્રાસ તરત લેવામાં ફાવ્યો નહીં. મેજર લોરેન્સે શેહેરનો ઘણી બહાદુરીથી બચાવ કીધો, અને ઇંગ્લાંડથી લશકરની મદદ આવી પુગવાથી ૧૭૫૯ ના ફેબ્રુઆરી મહિનામાં લાલીને ઘેરો ઉઠાવી પોન્ડીચરી તરફ હઠી જવું પડયું.

**કરનલ** કૂટ ઇંગ્લાંડથી ૧૭૫૯ માં લશકર લઇ મદ્રાસમાં આવી પુગો. એજ વર્ષમાં ડીસેમબર મહિનામાં લાલી અને બુસીએ વોનડી-

બોશ ઉપર હુમલો કર્યો. કરનલ કુટ ફ્રેન્ચોની સામો થયો અને વોનડીવો-શની લડાઈમાં લાલીને હરાવ્યો અને બુસીને કેદ પકડ્યો (૧૭૬૦). ત્યાર પછી કૂટે ફ્રેન્ચ લોકોનાં શેહેરો એક પછી એક લીધાં; અને ૧૭૬૧ માં તણે પોન્ડીચરી સર કર્યું, અને તેનો કિલ્લો તોડી નાખ્યો. લાલી પક-ડાયો, અને એ પ્રમાણે હિંદુસ્તાનમાં ફ્રેન્ચ સત્તાનો અંત આવ્યો. ૧૭૬૬ માં લાલીને પેરીસમાં ફાંસી દીધી. ૧૭૬૯ માં ફ્રેન્ચ ઇસ્ટ ઇ-નડયા કંપનીના અમલનો છેડો આવ્યો.

---

## પ્રકરણ ૪ થું.

### બંગાળામાં અંગ્રેજો. (૧૭૫૬–૧૭૬૦.)

#### ૧. સિરાજ ઉડ-દવલા.

અઢારમી સદીની શરૂઆતમાં બંગાળાનો નવાબ મુરશિદ-કુલીખાં નામે હતો. જેના વખતમાં બંગાળા માહેલા અંગ્રેજોને વેપારમાં ઘણી અ-ડચણો નડતી હતી. ૧૭૨૫માં આ નવાબનો કાળ થયો અને તેનો છોકરો શુજા-ઉડ-દીન ગાદીએ આવ્યો, જેણે અંગ્રેજોને ઘણી સગવડ કરી આપી. ૧૭૩૮ માં સુજા-ઉડ-દીનનાં મરણ પછી અલિવરડીખાં નામે તેની દરબા-રમાંનો એક ઉમરાવ ગાદીનો ધણી થઇ પડયો. આ નવાબે મરેઠાના હુમલા સામે અંગ્રેજી સંસ્થાનોનું બનતી કોશેસથી રક્ષણ કર્યું, અને કલકતાની આસપાસ એક ખાઇ ખોદવાની અંગ્રેજોને રજા આપી. આ ખાઇનું નામ મરેઠી ખાઇ પડયું. ૧૭૫૬ માં આ નવાબ મરણ પામ્યો, અને તેનો ૨૦ વર્ષની ઉમરનો પૌત્ર **સિરાજ-ઉડ-દવલા** બંગાળા, બહાર, અને ઓરિસાનો નવાબ થયો. એ ઘણો કમઅક્કલ, ઘાટકી અને દુરાચારી પુરૂષ હતો. એણે રૈયત ઉપર ભારે જુલમાત ગુજાર્યો, જેથી હિંદુ તેમજ મુસલમાનો એની ઉપર ક્રોધાયમાન થયા અને એને ધિક્કારવા લાગ્યા.

ગાદી પર આવતાંનેવાર આ દુષ્ટ નવાબની નજર ડાક્કાના હિંદુ હાકેમ રાજબલ્લભની દોલતપર ગઈ, તેથી રાજબલભે પોતાના છોકરા કીસનદાસને પોતાના કુંટુબ અને દોલત સહિત કલકતામાં અંગ્રેજોને આશરે મોકલ્યો. નવાબે કીસનદાસને સ્વાધીન કરવાને કલકતાના ગવરનર મી૦ ડ્રેક ઉપર લખી મોકલ્યું. મી૦ ડ્રેકે નવાબનું આ કેહેણુ કબુલ રાખ્યું નહીં, અને વળી નવાબના હુકમની વિરૂધ ફોર્ટવિલિયમનો કોટ મજબુત કરવાનું કામ ચાલુ રાખ્યું. સિરાજઉદ-દવલાને ઘણો ક્રોધ ચઢયો, અને તેણે તરત પોતાની રાજધાની મુરશિદાબાદની પાસે આવેલું અંગ્રેજોનું કાસિમબજાર સંસ્થાન લુટી લીધું. અને ત માહેલા અંગ્રેજોને કેદ પકડયા. (એ વખતે પાછળથી પ્રખ્યાત થયલો **વોરન હેસ્તિંગ્સ** પણ પકડાયો હતો.) ત્યાર પછી તેણે એકદમ કલકતા ઉપર હુમલો કર્યો. અંગ્રેજોમાં શેહેરનો બચાવ કરવાનું સામર્થ હતું નહીં, તેથી તેઓએ બાયડી છોકરાંને વહાણપર મોકલી દીધાં; અને પાછળથી ગવરનર પોતે અને વડો લશકરી અમલદાર પણ હીચકારા બનીને વહાણ ઉપર જતા રહ્યા. વહાણો શેહેરથી દુર હંકારી ગયાં, અને કિલ્લામાં થોડા સિપાઈ અને મુલકી અમલદારો રહી ગયા. શેહેરમાં રહેલા અંગ્રેજોએ મી૦ હોલવેલ નામના એક અમલદારને પોતાનો સરદાર ઠરાવીને થોડો વખત સુધી કિલ્લાનો બચાવ કીધો, પણ અંતે તેઓને શરણ થવું પડ્યું; અને નવાબે કલકતાનો કબજો લીધો (૧૭૫૬). કિલ્લા માહેલા ૧૪૬ અંગ્રેજોને નવાબના હુકમથી ૧૮ ફૂટ ચોરસ એક નાની અંધારી કોટડીમાં રાત્રે પુરવામાં આવ્યા. પાણી અને હવાની ખુટથી, અને ઉન્હાળાના દિવસ હોવાથી, આ બાપડા કેદીઓને મહા સંકટ વેઠવું પડયું, અને તેઓમાંના ઘણાએક ટપાટપ બેભાન થઈ ભોંય ઉપર પડવા લાગા. કેદીઓએ પોતાની સ્થિતિ નવા-

બને જણાવવાને પેહેરેગીરોને ઘણી અરજ કીધી, અને તેમને બહુ લાલચ બતાવી; પણ પેહેરેગીરોએ નવાબને રાત્રે જગાડવાને સાફ ના પાડી. સવાર પડતાં જ્યારે બારણું ઉઘાડવામા આવ્યું ત્યારે કેદીઓમાંના ૧૨૩ મરણ પામ્યા હતા, અને બાકીના ૨૩ મુડદાલ હાલતમાં મળી આવ્યા. આવાં નિર્દય કર્મને માટે આ દુષ્ટ નવાબે કાંઇ પણ દયા અથવા દલગીરી દેખાડી નહીં, અને આ ઘાટકીપણાનું જે કડવું ફળ તેણે થોડા વખતમાં ચાખ્યું તે તેને ઘટતું હતું.

## ૨. કલાઇવની બંગાળાપર સવારી. (૧૭૫૬-૫૭).

કર્નાટકમાં ફ્રેન્ચ સતાનો નાશ કરીને કલાઇવ ૧૭૫૨ માં ઇંગ્લાંડ ગયો હતો; અને ૧૭૫૫ માં કંપનીના ડીરેકતરોએ ફોર્ટસેન્ત દેવીડના ગવરનરના ઓહ્દાપર તેને પાછો હિંદુસ્તાન મોકલ્યો હતો. મુંબઇમાં આવી પુગા પછી તેણે એડમીરલ વોતસનના કાફલા સાથે પ્રખ્યાત ચાંચિયા આંગરીઆની સામે મરેઠાને મદદ કરી અને તેનો ઘેરિયાનો મજબુત કિલ્લો લઇ લીધો. (૧૭૫૬.) ત્યાર પછી કલાઇવ **એડમીરલ વોતસનના** કાફલા સાથે મદ્રાસ આવી પુગો, અને ફોર્ટસેંત દેવીડમાં પોતાના ઓહ્દાનો અખત્યાર લીધો. બંગાળેના માઠા સમાચાર મદ્રાસની સરકારને માલમ પડયા, કે તરત કરનલ કલાઇવને થોડું લશકર આપીને આ આફતનું વેર લેવાને બંગાળે મોકલ્યો. ૧૭૫૬ ના ડીસેમબર મહિનામાં તે એડમીરલ વોતસનના કાફલા સાથે બંગાળે આવી પુગો. આવતાંને વાર તેણે બડજબડજનો કિલ્લો લીધો, અને ૧૭૫૭ ના જાનેવારી મહિનામાં તેણે કલકતા સર કર્યું; તેજ વખતે કેપટન આયરકૂટે હુગલીનો કિલ્લો લીધો. સિરાજ-ઉદ-દવલા એક મોટાં લશકર સાથે અંગ્રેજો ઉપર ધસી આવ્યો, પણ હિમત છોડી દઇને તેણે સંધીનું કેહેણ

કલાઇવ ઉપર મોકલ્યું. કલાઇવે એડમીરલ વોતસનના વિચારની વિરૂધ ૧૭૫૭ના ફેબ્રુઆરી મહિનામાં નવાબ સાથે સંધી કરી. આ સંધીના સરત મુજબ અંગ્રેજોને તેમના આગળા હકો પાછા મળ્યા; કલકતાનો કિલ્લો મજબુત કરવાને તેમને પરવાનગી મળી; અને નવાબના હુમલાથી તેમને થયલી સઘળી નુકશાની ભરી આપવાની કબુલાત નવાબ તરફથી મલી. સંધી કરવા પછી તરતજ નવાબે ચનદરનગર માહેલા ફ્રેન્ચ લોકો સાથે છુપો સંપ કરવા માંડયો, અને બંગાળામાંથી અંગ્રેજોને હાંકી કાઢવાને ઉત્તર સરકારમાંથી પ્રખ્યાત સરદાર બુસીને તેણે બોલાવ્યો. કલાઇવને આ બાબદ વિષે ખબર મળી, તેથી આ વખતે યુરોપમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચે લડાઇ ઉઠી હતી તેનો લાભ લઇને તેણે એડમીરલ વોતસનના કાફલાની મદદથી નવાબના અટકાવ છતાં ફ્રેન્ચોનું ચનદરનગર શેહેર હુમલો કરીને લીધું. (૧૭૫૭).

સિરાજ-ઉડ-દવલાના જુલમથી ત્રાસ પામીને તેનાં રાજ્ય માહેલા મુખ્ય હિંદુઓએ કેટલાએક નારાજ થયલા મુસલમાનો સાથે મળીને નવાબને પદભ્રષ્ટ કરવાને છુપો સંપ કર્યો. એમાં મુખ્ય આગેવાનો ખજાનચી રાઇદુર્લભ, નાણાવતી જગતશેઠ, અને સેનાપતિ **મિરજાફર** હતા. અંગ્રેજોને પણ નવાબ ઉપર વિશ્વાસ ન હતો, તેથી કલાઇવ અને કલકતાની કાઉનસિલ આ સંપમાં સામેલ થઇ. એકસંપીલાઓએ મિરજાફરને નવાબ કરવાનો ઠરાવ કર્યો. મીરજાફર જોડે આ બાબદનું લખત થતું હતું, તેવામાં તેઓ માહેલા એક તવંગર વેપારી **અમીચંદે** એવી ધમકી આપી કે લખતમાં ૩૦ લાખ રૂપીઆ મને આપવાનું લખવામાં નહીં આવશે તો હું સઘળું નવાબને જાહેર કરીશ. કલાઇવ અને બીજા મળતીઆઓ ધભરાટમાં પડયા; અને પોતાના જાન બચાવવાને અને માથે લીધેલું કામ પાર પાડવાને તેમને અમીચંદ સાથે ઠગાઇ રમવાની

ફરજ પડી. મીરજાફર જોડે બે લખત કરવામાં આવ્યાં; ખરૂં લખત સફેદ કાગજ ઉપર, અને ખોટું લખત રાતાં કાગજ ઉપર. ખોટાં લખતમાં અમીચંદને ૩૦ લાખ રૂપીઆ આપવાનું લખ્યું; અને ખરાં લખતમાં તેનું નામ પણ જણાવ્યું નહીં. એડમીરલ વૉતસને ખોટાં લખત ઉપર સહી કરવાને સાફ ના પાડી; પણ તેની સહી વગર અમીચંદ લખત કબુલ કરે નહીં તેથી કલાઇવને તેની સહી કરવી પડી. આ કામથી કલાઇવની આબરૂ ઉપર એક ડાઘ રહી ગયો છે.

મળતીઆઓ વચ્ચે સઘળી ગોઠવણ થઇ રહયા પછી કલાઇવે ઇંગ્રેજોને થયલી સઘળી નુકસાની ભરી આપવાને નવાબને એક સખત પત્ર લખ્યો, અને પોતાનો દાવો મજબુત કરવાને ૩૦૦૦ માણસનાં લશકર સહિત તે ચનદરનગરથી નીકળ્યો. પ્લાસીનાં મેદાનમાં નવાબનું ૧૦૦૦૦ માણસનું લશકર હતું તેની નજદીક કલાઇવ આવી પુગો. કબુલાત પ્રમાણે મીરજાફર પોતાનાં લશકર સહિત અંગ્રેજોને આ વખત આવી મળ્યો નહીં તેથી કલાઇવ ધભરાટમાં પડયો, અને પોતાના લશકરના અમલદારોને આ બાબદપર વિચાર કરવાને ભેગા કર્યા. આ મસલતનું સેવટ એવું આવ્યું કે હાલ લડાઇ કરવી નહીં. ઘણા ખરા અમલદારો અને કલાઇવનો પોતાનો એવો વિચાર હતો. આયરકૂટ અને થોડાઓનો વિચાર એકદમ લડાઇ કરવાનો હતો. અમલદારોના વિચાર લીધા પછી કલાઇવ એક કલાક સુધી એકલો એ બાબદ વિષે વિચારમાં પડયો, અને અંતે પોતાનો વિચાર ફેરવીને કૂટની સલાહ પ્રમાણે અમલ કરવાનો તેણે ઠરાવ કર્યો, અને તરત પોતાના નાનાં લશકર સાથે આગળ કુચ કરીઃ પ્લાસીનાં રણમાં તેણે નવાબનાં લશકરનો પરાજય કર્યો. લડાઇ પુરી થવાની થોડો વખત આગમચ અંગ્રેજોને જીતપર જોઇને મીરજાફર તેમને મળી ગયો. (૨૩મી જુન ૧૭૫૭.) સિરાજ-ઉદ-દવલા રણભુમીપરથી

નાઠો, અને મુરશિદાબાદમાં ભરાયો. બીજે દિવસે તે વેષ બદળી પોતાની રાજધાની છોડી ગયો, પણ માર્ગમાં તે પકડાયો, અને મીરજાફરના દીકરા મીરાને તેને મારી નાખ્યો. કલાઇવ ફતેહમંદ લશકર સાથે મુરશિદાબાદમાં દાખલ થયો અને મીરજાફરને બંગાળા, બહાર અને ઓરિસાનો નવાબ જાહેર કીધો. સિરાજ-ઉદ-દવલાની તીજોરીમાંની બેસુમાર દોલત મળતીઆઓએ લખત પ્રમાણે વેંહેંચી લીધી, અને કંપનીને અને કલકતાના બીજા વેપારીને તેઓની નુકશાનીના બદલામાં નાણાં મળ્યાં. કલાઇવને વોતસનને, અને કલકતાની કાઉનસિલને મોટી રકમો મળી. અમીચંદ એકલોજ કાંઇ લેવા પામ્યો નહીં. ખોટાં લખત વિષે ખબર પડતાંજ તે બેભાન થયો, અને શુદ્ધિમાં આવ્યા પછી તે દીવાનો બની ગયો, અને થોડા વખતમાં મરણ પામ્યો.

---

### ૩. કલાઇવ કલકતાનો હાકેમ. (૧૭૫૮–૧૭૬૦.)

કલાઇવનાં પરાક્રમની ખબર ઇંગ્લાંડમાં કંપનીનાં ડીરેકટરોને પડતાં તેઓએ તેને બંગાળા માહેલાં અંગ્રેજી સંસ્થાનોનો ગવરનર કર્યો. ૧૭૫૯ માં કલાઇવે ફ્રેન્ચોને ઉત્તર સરકારમાંથી હાંકી કાઢવાને કરનલ ફોર્ડને મોકલ્યો. કરનલ ફોર્ડે પોતાને સોંપેલું કામ સારી રીતે બજાવ્યું. નિઝામ સલાબતજંગને મસલીપટમ અને તેની આસપાસનો મુલક અંગ્રેજોને આપવો પડયો, અને તેણે ફ્રેન્ચોને પોતાના મુલકમાંથી કાઢવાને કબુલ કર્યું. એ વખતે દીલ્હીની ગાદીપર આલમગીર બીજો હતો, જે તેની રાજધાનીનાં શેહેરમાં તેના વજીરના હાથમાં એક બંદીવાન જેવો હતો, અને તેના છોકરા શાહઆલમને આ વજીરને લીધે દીલ્હી છોડી જવું પડયું હતું. આ શાહજાદાએ ૧૭૫૯ માં અયોધ્યાના નવાબની મદદથી એક લશકર ઉભું કર્યું અને બહાર પ્રાંતપર ચઢાઇ કરી, અને

પત્ના શેહેરને ઘેરો ઘાલ્યો. મીરજાફર ઘણો ગભરાટમાં પડ્યો અને શાહઆલમને નાણાંની મ્હોટી રકમ આપીને પાછો વાળવાની કોશેશ કરવા લાગ્યો; પણ કલાઇવ તેની મદદે ગયો. કલાઇવને આવતો સાંભળીને શાહઆલમ પત્નાનો ઘેરો ઉઠાવી નાહો. મીરજાફર ઘણો ખુશી થયો; અને કંપની તરફથી દર વર્ષે તેને ત્રણ લાખ રૂપિઆનું જમીનનું ભાડું મળતું હતું, તે તેણે કલાઇવને તેની જીંદગી સુધી આપવું કર્યું. થોડા વખતમાં મીરજાફર અંગ્રેજોથી છુટો થવાને ચિનસુરા માહેલા વલંદા લોકો સાથે મળીને અંગ્રેજો સામે કાવત્રાં કરવા લાગો. કલાઇવને એ વાતની ખબર મળતાંજ તેણે કરનલ ફોર્ડને વલંદા લોકો સામે લશકર આપી મોકલ્યો. કરનલ ફોર્ડે ચીનસુરાને ઘેરો ઘાલ્યો અને વલંદા લોકને હરાવીને તેમને સંધી કરવાની ફરજ પાડી. આ સંધીની સરત પ્રમાણે વલંદા લોકોએ અંગ્રેજને થયલો લડાઇનો સઘળો ખરચ આપ્યો.(૧૭૫૯) કલાઇવ ૧૭૬૦ માં ઇંગ્લાંડ ગયો, જ્યાં રાજાએ અને પ્રધાનોએ તેને ઘણું માન આપ્યું, અને તેને ઉમરાવની પદવી મળી.

## પ્રકરણ ૫ મું.

### બંગાળાનો રાજ્ય કારભાર. (૧૭૬૦-૧૭૬૪.)

#### ૧. મીર કાસમ બંગાળાનો નવાબ. (૧૭૬૦-૧૭૬૩.)

કલાઇવ પછી કંપનીના ડીરેકતરોએ મદ્રાસ ઇલાકાના એક અમલદાર મી૦ વાન્સિતાર્તને કલાઇવની ભલામણ ઉપરથી બંગાળાના ઇંગ્રેજી સંસ્થાનોનો ગવરનર નીમ્યો. વાન્સિતાર્ત ઘણો પ્રમાણીક પુરૂષ હતો, પણ રાજ્ય કારભારમાં કુશળ હતો નહીં; તેથી તેના અમલમાં ઘણું અંધેર ચાલવા માંડયું. સારાં ભાગ્યે આ વખતે દક્ષિણમાં કરનલ કૂટે ફરેન્ચ સત્તાનો અંત આણ્યો હતો, અને અહમદશાહ અબદલીએ

પાનીપતના મેદાનમાં મરેઠાના અપાર લોભને કચડી નાખ્યો હતો (૧૭૬૧) વળી હીંદુસ્તાનના જુદા જુદા ભાગમાં કલાઇવના હાથ નીચે કેળવાયલા કેટલાએક અમલદારો હતા, જેથી અંગ્રેજોની સત્તાને હાણી પુગી નહીં. કલાઇવના ઈંગ્લાંડ ગયા પછી ૧૭૬૦ માં દીલ્હીના બાદશાહ શાહ આલમે બહાર પ્રાંત ઉપર બીજીવાર હુમલો કર્યો, અને પત્ના શેહેરને ઘેરો ઘાલ્યો; પણ કરનલ કેલ્યડે પત્ના આગલ બાદશાહને હરાવ્યો અને તેને બહાર પ્રાંતમાંથી હાંકી કાઢયો.

મીરજાફરનો છોકરો મીરાન ૧૭૬૦ માં મરણ પામ્યો; અને નવાબ ઉડાઉ ખરચને લીધે ઘણો ગુચવાડામાં આવી પડયો. અંગ્રેજોને કબુલેલાં નાણાંના હફતા તે આપી શકયો નહીં, અને તેનાં લશકરનો પગાર પણ ચઢી ગયલો હતો. લશકર હુલડ કરવાની તૈયારીમાં હતું. તેવામાં નવાબે પોતાના ધનવાન જમાઇ **મીરકાસમને** કલકતાની કાઉનસિલ જોડે બંદોબસ્ત કરવાને મોકલ્યો. મીર કાસમની હુશીઆરી જોઇને કાઉનસિલે મીર જાફરને પદભ્રષ્ટ કરી મીર કાસમને નવાબ કરવાનો ઠરાવ કર્યો. મી० વાન્સિતાર્ત થોડાં માણસ સાથે મુરશિદાબાદ ગયો, મીર જાફરને ગાદી ત્યાગ કરવાને ફરજ પાડી, અને મીર કાસમને નવાબ બનાવ્યો. મીર કાસમે લશકરનો ચઢી ગયલો પગાર આપ્યો. અને હુલડ થતું અટકાવ્યું. આ ફેરફારથી કંપનીને મીડનાપોર, બર્ડવાન, અને ચિતાગોંગના ત્રણ પરગણાં મળ્યાં, અને વાન્સિતાર્ત અને કાઉનસિલના ગૃહસ્થોને ૨૦ લાખ રૂપીઆ મળ્યા. ૧૭૬૧ માં શાહઆલમ બાદશાહ જે દિલ્હીમાં પગ મુકવાને ઘણો બીહીતો હતો, અને તે માટે બહાર પ્રાંતમાં ભમ્યા કરતો હતો, તેને હાંકી કાઢવાને કરનલ૦કર્નાક લશકર લઇ બહાર પ્રાંતમાં ગયો. પત્નાની લડાઇમાં કર્નાકે બાદશાહને હરાવ્યો, અને તેના સાથી ફ્રેન્ચ અમલદાર 'લો'ને કેદ પકડયો. શાહઆલમ અંગ્રેજોને મળી ગયો,

અને કર્નાકના સમજાવ્યાથી મીરકાસમે બાદશાહનું સ્વામીપણું કબુલ કર્યું. શાહઆલમે તેના બદલામાં મીરકાસમને બંગાળા, બહાર અને ઓરિસાનો સુબેદાર તરીકે બહાલ રાખ્યો. (૧૭૬૧).

ગાદીપર આવ્યા પછી મીરકાસમ રાજ્યમાં બંદોબસ્ત કરવા મંડયો. તેણે ખરચમાં ઘટાડો કર્યો; સરકારી ખાતાંઓનો હીસાબ તપાસવાને ઉપાયો લીધા; સરકારી અમલદારોએ અગાઉ લાંચો લઇને જે દોલત જમાવ કરી હતી તે તેઓ પાસેથી પાછી કઢાવી; જમીનની મેહેસુલ એકઠી કરવાને પાકો બંદોબસ્ત કર્યો; અને આ પ્રમાણે થોડા વખતમાં રાજ્યની આવકમાં એક કરોડ રૂપીઆનો વધારો કયા. આવક વધ્યાથી ઇંગ્રેજોનાં ચઢી ગયલા હફતા તેણે ભરી દીધા, અને તેઓની જુસરી તળેથી નિકળી જવાને કોશેશ કરવા માંડી. આ મતલબથી તેણે પોતાની રાજધાની મુરશિદાબાદમાંથી ખસેડીને કલકતેથી ૩૨૦ મૈલ દુર મોંઘીર શેહેરમાં કરી, અને ત્યાં લશકર જમાવ કરીને તેને સારી કવાયદ શિખવવાની ગોઠવણ કરી. કલાઇવનો મિત્ર રામનારાયણ જે પત્નાનો હાકેમ હતો, અને જેનું રક્ષણ કરવાની કલકતાની કાઉનસિલની ફરજ હતી, તેને મીરકાસમે કેદ કર્યો, અને તેનો ખજાનો લુટી લીધો; પણ વાન્સિતાર્તે તેને મદદ કરી નહીં. આ બાબદથી અંગ્રેજો ઉપરથી દેશીઓનો વિશ્વાસ ઉઠી ગયો.

ત્યારપછી મીરકાસમ અને અંગ્રેજો વચ્ચે ખટપટ ચાલી. કંપનીનાજ માલ ઉપર માત્ર નવાબના અમલદારોએ જગાત લેવી નહીં, એવું આગળથી ઠરાવેલું હતું. પણ કંપનીના નોકરો જેઓ ખાનગી વેપાર કરતા હતા, તેઓ પણ પોતાના માલ ઉપર જગાત આપતા હતા નહીં. આટલાથી સંતોષ ન પામીને અંગ્રેજી અમલદારો દેશી વેપારીઓને પોતાની સહી સાથની ચીઠીઓ વેચતા હતા, જે દેખાડીને દેશી વેપારીઓ પણ જગાત આપ્યા વગર પોતાનો માલ માંડવીમાંથી પસાર કરાવતા

હતા. આ કારણથી નવાબની મેહસુલને મોટો ધોકો પુગતો હતો. કલાઇવના વખતમાં એટલો બધો ગેરબંદોબસ્ત ચાલતો ન હતો; પણ વાન્સિતાર્ત અને તેના પછીના ગવરનર સ્પેનસરના નબળા કારભારમાં કંપનીના હલકા નોકરો પણ ઘણી આપખુદ વર્તણુક ચલાવતા હતા. આ રીતની નુકશાની દુર કરી મેહેસુલમાં વધારો કરવાને મીરકાસમે કોશેશ કરવા માંડી. ૧૭૬૨ માં વાન્સિતાર્ત પોતે આ બાબદ વિષે મીરકાસમ સાથે મસલત કરવા મોંઘીર ગયો. તેઓ વચ્ચે એવો બંદોબસ્ત થયો કે કંપનીના નોકરોના માલ ઉપર નવાબે માત્ર નવ ટકા જગાત લેવી; (જોકે દેશી વેપારીના માલ ઉપર ૨૫ ટકા જગાત હતી). વાન્સિતાર્તનો આ બંદોબસ્ત કલકતાની કાઉનસિલે કબુલ રાખ્યો નહીં, તેથી પાછી ખટપટ ચાલી, અને અંતે પોતાની રૈયતને ઇનસાફ આપવાની મતલબથી મીર કાસમે સઘળી જગાત કાઢી નાખીને ઇંગ્રેજ અને દેશી વેપારીઓના હક એકસરખા કર્યા. કાઉનસિલને આ ફેરફારથી ઘણો ગુસ્સો લાગો અને લડાઇ ઉઠી. (૧૭૬૩).

### ૨. મીરકાસમ જોડે વિગ્રહ. (૧૭૬૩--૧૭૬૫).

પટના માહેલા અંગ્રેજી વકીલ મી○ એલીસે વિગ્રહ આરંભ્યો; તેથી મીરકાસમે પટનાનો કબજો લઇ પટના માહેલા સઘળા અંગ્રેજોને કેદ કર્યા, અને પોતાના મુલકના બીજા ભાગોમાં પણ અંગ્રેજોને પકડવાનો હુકમ કર્યો. કલકતાની કાઉનસિલે મીરકાસમને ઉઠાડી મુકીને મીરજાફરને પાછો નવાબ જાહેર કર્યો, જેથી કાઉનસિલને પાછી નાણાંની મોટી રકમ મળી. મીરકાસમ અને અંગ્રેજ વચ્ચે ઘેરીઆ આગલ પેહેલું યુધ્ધ થયું, તેમાં નવાબનું લશકર ઘણી બહાદુરીથી લડયું, અને અંગ્રેજોને જીતવું ઘણું મુશકેલ પડયું (૧૭૬૩). અંગ્રેજોએ તરત મોંઘીર શેહેર લીધું. અને મીરકાસમ પટનામાં ભરાયો હતો, તેથી પટના ઉપર કુચ કરી. મીરકાસમે

એવી ધમકી આપી કે જો અંગ્રેજી લશકર પટનાની નજદીક આવશે, તો શેહેર માહેલા ૧૪૮ અંગ્રેજ કેદીઓને હું મારી નાખીશ. કેદીઓએ પોતાના જાનની દરકાર ન રાખતાં અંગ્રેજી લશકરના સરદારને પટના ઉપર ચઢી આવવા કેહેવડાવ્યું.

જેવું લશકર પટનાની નજદીક આવી પોંહોંચ્યું કે મીરકાસમે પોતાની ધમકી અમલમાં આણી, નવાબના અમલદારોએ જયારે આવું કસાઇનું કામ કરવાની ના પાડી, ત્યારે સમરૂ નામના એક જરમન અમલદારે આ ઘાટકી કામ માથે લીધું, અને સઘળા કેદીઓને કતલ કર્યા. અંગ્રેજી લશકરે હુમલો કરીને તરત પટનાનો કબજો લીધો, અને મીરકાસમ અયોઢયાના નવાબ **શુજા-દવલા**ની છાવણીમાં નાસી ગયો, જયાં શાહઆલમ બાદશાહ પણ હતો. (૧૭૬૩).

અયોઢયાનો નવાબ ૧૭૬૪ માં શાહઆલમ અને મીરકાસમને સાથે લઇને બહાર પ્રાંત ઉપર ચઢી આવ્યો, પણ પટનાની લડાઇમાં અંગ્રેજોએ તેને હરાવ્યો, તેથી તે પાછો હઠીને બકસર આગળ છાવણી નાખી રહ્યો. આ વખતે અંગ્રેજી લશકરમાં દેશી સીપાઇઓએ પેહેલવેહેલો બળવો કર્યો. એક આખી દેશી રીજમીટ શત્રુને મળી જવાની મતલબથી અંગ્રેજી છાવણી છોડી ગઇ. મેજર મનરો જે અંગ્રેજી લશકરનો સરદાર હતો, તેણે આ વખતે ઘણી દ્રઢતા દેખાડી. તેણે બળવાખોર રીજમીટની પાછળ લાગી તેને અંગ્રેજી છાવણી તરફ પાછી વાળી; અને બળવાખોરોમાથી ૨૦ આગેવાનોને તોપને મોઢે ઉડાવી દઇને બળવો બેસાડી દીધો. ૧૭૬૪ ના અકટોબર મહિનામાં મનરોએ નવાબની છાવણીપર હુમલો કર્યો. બકસર આગલ મોટું યુદ્ધ થયું; જેમાં શુજા દવલા હાર્યો અને તેની ૧૬૦ તોપ અંગ્રેજના હાથમાં આવી; નવાબ દીલ્હી તરફ નાઠો. શાહઆલમ અંગ્રેજો જોડે મળી ગયો, અને મીરકાસમે રોહિલખંડમાં આશરો લીધો.

ત્યાર પછી અયોઢયાના નવાબનું અલાહાબાદ શેહેર અંગ્રેજોના હાથમાં આવ્યું; અને જેનરલ કરનાકે કાલ્પીની લડાઇમાં તેને હરાવીને અંગ્રેજો-ને શરણે આવવાની ફરજ પાડી.

ઘરડો મીરજાફર ૧૭૬૫ માં મરણ પામ્યો, અને કલકતાની કાઉન-સિલે નાણાની મોટી રકમ લેઇને તેના ૨૦ વર્ષની ઉમરના છોકરા નાજીમ ઉદ-દવલાને નવાબ કર્યો. વાન્સિતાર્ત અને સ્પેનસર ગવરનરોના અમ-લમાં કલકતાની કાઉનસિલનું ધ્યાન પૈસા એકઠા કરવાનુંજ હોવાથી બં-ગાળામાં ઘણો ગેરબંદોબસ્ત ચાલ્યો હતો, તેથી કંપનીના ડીરેકટરોએ એક હુશીઆર અને દઢ મનના ગવરનરને મોકલવાને જરૂરનું વિચાર્યું; અને તે મતલબથી કલાઇવને બંગાળાનો રાજ્યકારભાર પાછો માથે લે-વાને તેઓએ અરજ કીધી. કલાઇવે સ્વતંત્ર સતા વગર બંગાળે જવાને સાફ ના પાડી. ડીરેકટરોને બંગાળાનો બગડેલો કારભાર સુધારવાને કલા-ઇવની અગત માલમ પડવાથી, તેઓએ તેને આપઅખત્યાર સત્તા આ-પીને મોકલ્યો. (૧૭૬૫).

### ૩. કલાઇવ બીજીવાર કલકતાનો ગવરનર (૧૭૬૫-૧૭૬૭).

આવતાંવર કલાઇવ બંગાળાના રાજ્ય કારભારમાં સુધારો કરવા મંડ્યો, ડીરેકટરોના હુકમ મુજબ તેણે પેહેલાં દેશીઓ પાસેથી નજરાણાં લેવાનો ચાલ બંધ પાડ્યો, અને સઘળા કંપનીના નોકરો કનેથી એ બાબતનો એણે લખિત કરાર લીધો. ત્યાર પછી શુજાદવલા અને શાહ-આલમ બાદશાહ સાથે બંદોબસ્ત કરવાને તે જેનરલ કર્નાકની છાવણીમાં અલાહાબાદ ગયો. તેણે શુજાદવલાના કોરા અને અલાહાબાદ પ્રાંતો શાહ-આલમને આપ્યા; અને બાકીનો અયોઢયાનો મુલક નવાબને પાછો સ્વા-ધીન કરયો. શાહઆલમ બાદશાહે કલાઇવને બંગાળા, બહાર અને ઓ-

રિસા પ્રાંતની દીવાની લખી આપી, જેની રૂએ અંગરેજોને એ ત્રણ પ્રાં-તોની ઉપજ વસુલ કરી વહીવટ ચલાવવાનો અધિકાર મળ્યો. અંગરેજો-એ એના બદલામાં બાદશાહને વરસ દહાડે ૨૬ લાખ રૂપીઆ આપવાનું અને બંગાળાના (હવે પછી નામના) નવાબને ૫૦ લાખ રૂપીઆનું પેન-શન આપવાનું કબુલ કર્યું. (૧૨મી આગસ્ટ ૧૭૬૫).

ત્યાર પછી કલાઇવે ખરચ ઓછો કરવા ઉપર ધ્યાન લગાડયું. લ-શકરનો ખરચ ઘણો વધી ગયલો જોઇને તેણે લશકરને લડાઇની વખત બેવડું ભાતું આપવાનો ચાલ કાઢી નાખ્યો. અંગ્રેજ અમલદારોએ આ હુકમની સામા થઇ બંડ કરવાની તજવીજ કરી, અને ૨૦૦ અમલદારો એ એકજ દહાડે રાજીનામાં આપી નિકળી જવાનો ઠરાવ કર્યો. આ વખતે મરેઠાની બહાર પ્રાંતપર ચઢી આવવાની બુમ હતી તે છતાં કલાઇવ ઘણો દૃઢ રહ્યો, અને મદ્રાસથી જેટલા બન્યા તેટલા અમલદારો તેણે બોલા-વ્યા. જે અમલદારો રાજીનામાં આપે તે લઇને તેઓને પરહેજ કરવાનો એણે હુકમ કીધો; અને આગેવાનોને કાઢી મુકીને આ હુલડ બેસાડી દીધું. (૧૭૬૬).

કંપનીના મુલકી ખાતાંના નોકરો ખાનગી વેપાર કરતા હતા તેથી કંપની તરફની પોતાની ફરજો તેઓ બરાબર બજાવી શકતા ન હતા. ક-લાઇવે તેમનો પગાર વધારી આપ્યો અને ખાનગી વેપાર કરતા તેઓને અટકાવ્યા. એ પ્રમાણે બંગાળાના રાજ્ય કારભારમાં ઘટતો સુધારો કરી ને લોર્ડ કલાઇવ ૧૭૬૭માં સ્વદેશ પાછો ફર્યો, અને ફરીથી હિંદુસ્તા-નમાં આવ્યો નહીં. ઇંગ્લાંડમાં ઘણું માન મળ્યું; પણ બંગાળા મા-હેલા એના સુધારાને લીધે એની સામે ઘણા શત્રુ ઉભા થયા હતા, જેઓએ એકસંપ કરીને પારલામેંટમાં એની ઉપર કટલાંક તોહોમતો મુકયાં. કંપનીના ડીરેકટરોએ પણ આ વખતે એને ટેકો નહી આપ્યો,

તે છતાં પારલામેન્ટે એની નોકરીની કદર બુજી અને એને શાબાશી આપી. લોર્ડ કલાઇવ ૧૭૭૪ માં ૪૯ વર્ષની ઉમરે પોતાને હાથે મરણ પામ્યો.

## પ્રકરણ ૬ઠું.

### બંગાળાનો રાજય કારભાર અને હૈદરઅલી. (૧૭૬૭--૧૭૭૪.)

### ૧. હૈદરઅલી અને મૈસોરનો પેહેલો વિગ્રહ.

હૈદરઅલી મૈસોરના હિંદુ રાજાનાં લશકરના એક અમલદારનો છોકરો હતો, અને ૧૭૦૨ માં જનમ્યો હતો. ઘણો મોટો થઇને છેક સુડતાલીસ વર્ષની ઉમરે હૈદર મૈસોરનાં લશકરમાં નોકરી રહ્યો. એનામાં મહાન લશકરી ગુણો જોઇને મૈસોરના દીવાન નન્દરાજે એને લશકરમાં મોટી પદવી આપી, અને ફોજમાં વધારે માણસ રાખવાની સત્તા આપી. આ સત્તા મળ્યા પછી તેણે પોતાની આસપાસ બહાદુર લૂટારાઓનો જમાવ કર્યો, અને શિવાજીની માફક લુટ ચલાવીને અને ઠગાઇ રમીને બહુ ધન એકઠું કર્યું. ૧૭૬૧ માં નન્દરાજને દીવાનગીરી ઉપરથી કાઢીને, એણે મૈસોરના રાજાને પદભ્રષ્ટ કર્યો,અને પોતે મૈસોરની ગાદીનો ધણી થયો.૧૭૬૩માં તેણે બેદનોર શોહેર હુમલો કરીને લીધું, અને તે શોહેરની બેસુમાર દોલત લૂટી લઇ ગયો, જે દોલત તેની પાછલી લડાઇઓમાં તેને બહુ કામ લાગી. ૧૭૬૫ માં માધવરાવ પેશ્વાએ મૈસોર ઉપર ચઢાઇ કરી, અને હૈદરને હરાવીને સઘળો મુલક ઉજડ કર્યો; તેથી કેટલોએક મુલક અને ૩૨ લાખ રૂપીઆ પેશ્વાને આપીને હૈદરને સંધી કરવી પડી. ૧૭૬૬ માં હૈદરે મલબાર પ્રાંતપર ચઢાઇ કરી; કલિકટનો જામોરિનરાજા તેને શરણે આવ્યો, તે છતાં તેણે કલિકટ શોહેર લૂટ્યું, અને રાજા રીબી રૂબીને હૈદરને હાથે મરવાનાં કરતાં પોતાના મેહેલમાં બળી મૂઓ. એજ વર્ષમાં મરેઠાએ અને નિઝામે હૈદરનું બળ વધતું જતું જોઇને તેની સામે લડવાને સંપ કર્યો. અંગ્રેજો પણ

આ કામમાં નિઝામ સાથે જોડાયા. નિઝામ અને અંગ્રેજોને સાથે લીધા વગર માધવરાવ પેશ્વાએ કૃષ્ણા નદી ઓળંગીને હૈદરના મુલકમાં લૂટ ચલાવવા માંડી. હૈદરે નાણાની મોટી રકમ આપીને પેશ્વાને પાછો વાળ્યો; અને નિઝામને લાંચ આપીને પોતાની પક્ષમાં લીધો, જેથી અંગ્રેજોને એકલું હૈદર અને નિઝામ જોડે લડવું પડ્યું.

અંગ્રેજોનો સરદાર કરનલ સ્મિથ ૭૦૦૦ માણસ અને ૧૬ તોપો સાથે હૈદર અને નિઝામનાં ૭૦૦૦૦ માણસ અને ૧૦૦ તોપના લશકરની સામે થયો. ૧૭૬૭ માં ચાંગમ અને ત્રિનોમાલીની લડાઇઓમાં કરનલ સ્મિથે આ મોટાં લશકરને હરાવ્યું. એજ વખતે બંગાળેથી કરનલ પીચે અંગ્રેજી લશકર સાથે નિઝામના પ્રાંત ઉપર હુમલો કર્યો, જેથી ૧૭૬૮ માં નિઝામ હૈદરથી છૂટો પડ્યો અને અંગ્રેજો સાથે મળી ગયો. એજ વર્ષમાં મુંબઇથી પણ એક લશકરની ટુકડીએ હૈદરના મુલક ઉપર હુમલો કર્યો, અને મેંગલોર અને હોનાવર શેહેર લીધાં; પણ થોડા વખતમાં આ ટુકડીને હૈદરે હાંકી કાઢી. ત્રિનોમાલીની લડાઇ પછી કરનલ સ્મિથે હૈદરનાં કેટલાં એક ઠેકાણાં લીધાં, તેથી કેટલોએક મુલક અને નાણાની રકમ આપવા કહીને હૈદરે સંધીને માટે અંગ્રેજોને અરજ કરી. મદ્રાસની સરકારે જયથી કુલાઇને સખત સરતો કરી, તેથી લડાઇ ચાલુ રહી. મદ્રાસની સરકારે એ વખતે કનરલ સ્મિથને ખસેડીને કરનલ ઉડને વડો સરદાર નીમ્યો; તેથી અંગ્રેજોએ કરનલ સ્મિથે જીતેલાં સઘળાં ઠેકાણાં ખોયાં અને હૈદરનો ઘણો જય થયો. કરનલ સ્મિથને પાછો હૈદર સામે મોકલવામાં આવ્યો; પણ સ્મિથની નજર ચુકાવીને ૬૦૦૦ ઘોડેસ્વારો સાથે હૈદર મદ્રાસ આગલ આવી પુગો, તેથી મદ્રાસની સરકારે ધભરાઇને હૈદરની મરજી માફક સંધી કરી (૧૭૬૯). આ મદ્રાસની સંધીની સરત એ હતી કે બન્ને પક્ષે એક બીજાનો જીતી લીધેલો મુલક પાછો આપવો, અને લડાઇને વખતે એક બીજાને મદદ કરવી.

## ૨. કલાઇવના પછી બંગાળાના હાકેમો.

### ( ૧૭૬૭-૧૭૭૪ ).

કલાઇવના ઇંગ્લાંડ ગયા પછી ૧૭૬૭ થી ૧૭૭૨ સુધી બંગાળામાં બે ગવરનરો થયા, જેઓના વખતમાં કાંઇ જાણવાજોગ બનાવો બન્યા નહીં. એ હાકેમોના અમલમાં કંપનીના નોકરો પાછા પૈસા એકઠા કરવા મંડયા. ૧૭૭૨ માં વોરન હેસ્તિંગ્સ બંગાળાનો ગવરનર થયો. એના વખતમાં ડીરેકટરોના હુકમથી મેહેસુલ જમા કરવાનું કામ નવાબના નોકરો પાસથી લઇને કંપનીના નોકરોને સોંપવામાં આવ્યું. હેસ્તિંગ્સે પણ કલાઇવની માફક રાજ્ય કારભારમાં સુધારો કર્યો. એણે ન્યાયખાતાંમાં ફાયદાકારક ફેરફારો કર્યા, અને અદાલતો સ્થાપી. કલાઇવે ૧૭૬૫ માં દીલ્હીના બાદશાહ શાહઆલમને કોરા અને અલાહાબાદ પ્રાંતો આપ્યા હતા તે જ્યારે બાદશાહને મરેઠાઓને આપી દેવાની ફરજ પડી, ત્યારે હેસ્તિંગ્સે અયોઢયાના નવાબ શુજાદવલા પાસેથી ૫૦ લાખ રૂપીઆ લઇને તે પ્રાંતો નવાબને પાછા આપ્યા. (૧૭૭૩). એજ વર્ષમાં તેણે બનારસમાં સુજાદવલા સાથે સંધી કરી અને રોહીલા લોકોને તેમના મુલકમાંથી હાંકી કાઢવાને સુજા દવલાને લશકરની મદદ કરવાનું કબુલ કીધું. ૧૭૭૪ માં કરનલ ચેમ્પીઅને રોહીલા લોકને હરાવીને તેમના મુલકમાંથી હાંકી કાઢયા. રોહીલખંડ શુજાદવલાને હાથ આવ્યો, અને કંપનીને ૪૦ લાખ રૂપીઆ મળ્યા.

હિંદુસ્તાનનો રાજ્ય કારભાર સારી રીતે ચાલે તે મતલબથી ૧૭૭૩ માં ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં,રેગ્યુલેતીંગ એકટ નામનો કાયદો પસાર થયો, જે ૧૭૭૪ માં હિંદુસ્તાનમાં અમલમાં આવ્યો. તેની મુખ્ય કલમો નીચે મુજબ હતી.—

૧. બંગાળાના હાકેમને હવે પછી હિંદુસ્તાનનો ગવરનર જેનરલ

કેહેવો; તેને મુંબઇ અને મદ્રાસના ગવરનરોનો ઉપરી કરવો; અને તેને રાજ્ય કારભારમાં મદદ કરવાને ચાર અનુભવી ગ્રહસ્થોની એક કાઉન-સિલ નીમવી.

૨. કલકતામાં એક હાઇ કોર્ટ (ઇનસાફની વડી અદાલત) સ્થાપવી, અને એક વડો ન્યાયાધીશ અને ત્રણ ઉપન્યાયાધીશો નીમવા.

આ કાયદાની રૂએ વોરન હેસ્તિંગ્સ હિંદુસ્તાનનો પેહેલો ગવરનર જેનરલ થયો.

# પ્રકરણ ૭ મું.

## વોરન હેસ્તિંગ્સ (૧૭૭૪-૧૭૮૫).

### ૧. હેસ્તિંગ્સનો કારભાર.

નવા નીમાયલા ચાર કાઉનસિલરો ૧૭૭૪ ના અકટોબર મહિનામાં કલકતે આવી પુગા, ત્યારપછી વોરન હેસ્તિંગ્સે ગવરનર જેનરલનો ઓધ્ધો ધારણ કીધો, અને નવી ગોઠવણ પ્રમાણે બ્રિટિશ હિંદુસ્તાનનો રાજ્યકાર-ભાર ચાલવાનો શરૂ થયો. રેગ્યુલેતિંગ આકટમાં ઠરાવ્યા મુજબ દરેક કાઉનસિલરને ગવરનર જેનરલના જેટલી સત્તા હતી, અને સઘળું કામ-કાજ કાઉનસિલમાં વધતાં મતથી થવા માડયું. પેહેલા કાઉનસિલરો, સર ફિલિપ ફ્રાન્સિસ, કરનલ મોનસન, જેનરલ કલેવરિંગ, અને મી૦ બાર-વેલ હતા. એઓમાંના પેહેલા ત્રણ શરૂઆતથીજ કાઉનસિલમાં હેસ્તિં-ગ્સની સામા થવા લાગા, તેથી બે પક્ષ થયા. હેસ્તિંગ્સના પક્ષમાં માત્ર બારવેલ હતો; તેથી ગવરનર જેનરલનું સઘળું ચલણ બંધ પડયું, અને સામાપક્ષવાળા વધારે હોવાથી તેમના વિચાર પ્રમાણે રાજ્યકારભાર ચાલવા લાગો. ૧૭૭૫ માં કાઉનસિલે હેસ્તિંગ્સના વિચારની વિરૂધ બનારસનો પ્રાંત અયોઢયાના નવાબ કનેથી લઇ લીધો, અને ત્યાંના હિંદુ જમીનદારને

સોંપ્યો, જેણે દર વરસે ૨૨ લાખ રૂપીઆની ખંડણી ઇંગ્રેજોને આપવાને કબુલ કર્યું. એજ વર્ષમાં નવાબ શુજા-ઉદ-દવલા • મરણ પામ્યો, અને તેનો છોકરો અસોફ-ઉડ-દવલા ગાદીએ બેઠો. ઘરડી બેગમોએ (શુજા-ઉડ-દવલાની વિધવા અને મા) નવાબના બે કરોડ રૂપીઆના ખજાનાપર દાવો કીધો, અને કાઉનસિલે હેસ્તિંગસની મરજી વિરૂધ સઘળી દોલત બેગમોને આપવાને અસોફઉડ-દવલાને ફરજ પાડી.

આ પ્રમાણે કાઉનસિલમાં હેસ્તિંગસનું કાંઇ ચલણ નથી એવું જોઇને ઘણા લોકોએ કાઉનસિલના બીજા ગ્રહસ્થોની મેહેરબાની ખેંચવાની મતલબથી હેસ્તિંગસ ઉપર તોહોમતો મૂકવાનાં શરૂ કર્યાં. આ પુરૂષોમાં કલકતાનો એક તવંગર બ્રાહ્મણ વેપારી નન્દકુમાર મુખ્ય હતો. નન્દકુમારને ફ્રાન્સિસ અને તેના સાથીઓએ ઉતેજન આપ્યું, તેથી તેણે કાઉનસિલ આગલ હેસ્તિંગસ સામે ઘણાંએક તોહોમતો રજુ કર્યાં. પણ એટલામાં એક હિંદુ વેપારીએ નન્દકુમાર ઉપર ખોટા દસ્તાવેજ બનાવવાનો વાંક મૂકયો, તેથી નવી સ્થાપેલી સુપ્રીમ કોર્ટમાં વડા ન્યાયાધીશ સર ઇલિજા ઇમ્પી આગળ તેની તપાસ થઇ. નન્દકુમાર ઉપર વાંક સાબેત થયાથી તે વખતના કાયદા પ્રમાણે તેને ફાંસીની સજા થઇ, અને દેશીઓના અતિશય ઘભરાટ વચ્ચે તેને ફાંસી દેવામાં આવ્યો (૧૭૭૬). એજ વર્ષમાં કરનલ મોનસનનો કાળ થયો, તેથી હેસ્તિંગસના વિરૂધ પક્ષમાં બેજ કાઉનસિલરો રહ્યાથી તે પ્રમુખ તરીકેનાં બેવડાં મતને લીધે હવે પછી કાઉનસિલમાં ફાવવા લાગ્યો. વળી આ વખતે સુપ્રીમ કોર્ટમાં ચાલતા ઇંગ્રેજી કાયદા આ દેશના લોકોની રીતભાતને અનુસરતા ન હોવાથી ઘણો ગેરઇનસાફ થતો હતો, અને તેથી બુમાબુમ થઇ રહી હતી. મોટા જમીનદારોનો આ કોર્ટના ચુકાદાથી ભારે નુકશાન પોંહોંચવા લાગ્યું, તેથી હેસ્તિંગસને વચ્ચે પડી તેમને ઉગારવાની ફરજ પડી. કલકતામાં સદર દીવાની અદા-

લત નામની એક અપીલ કોર્ટ હતી, તેમાં ગવરનર જેનરલ અને કાઉન્સિલ તરફથી ચુકાદા થતા હતા; આ કોર્ટના વડા ન્યાયાધીશનો ઓદ્ધો પણ હેસ્તિંગ્સે સુપ્રીમ કોર્ટના વડા ન્યાયાધીશ ઇમ્પીને આપ્યો, તેથી ઇમ્પીને દેશી રીતભાતોને અનુસરીને ચાલી ચુકાદા કરવાનો લાગ આવ્યો, અને લોકોમાં સંતોષ પેદા થયો.

હેસ્તિંગ્સના અમલમાં અંગ્રેજોને દખણમાં મરેઠા અને હૈદર સાથે લડવું પડ્યું. આ બન્ને વિગ્રહની વખતે હેસ્તિંગ્સે મુંબઇ અને મદ્રાસની સરકારને ઘણી સારી રીતે મદદ કરી, અને કલકતેથી લશકર મોકલ્યું. ( આ લડાઇઓનું વર્ણન હેઠળ કર્યું છે ). એ લડાઇ ચલાવવાને હેસ્તિંગ્સને નાણાની ઘણી જરૂર પડી, તેથી ૧૭૮૦ માં ફ્રાન્સિસ ઇંગ્લાંડ ગયો ત્યાર પછી તેણે હેઠળ જણાવ્યા પ્રમાણે નાણા મેળવવાને ઉપાયો લીધા, જે ઘણા ઠપકા લાયક ગણાયલાછે, અને જેને માટે પાછળથી તેને ઘણું ખમવું પડ્યું.

હેસ્તિંગ્સે ૧૭૮૦ માં કાશીના ખંડીઆરાજા ચેતસીંગને ખંડણીમાં પાંચ લાખ રૂપીઆ વધારે આપવાને, અને લડાઇને માટે બે હજાર ઘોડે સ્વારો પુરા પાડવાને ફરમાવ્યું. ચેતસીંગે એમ કરવાને પોતાની નાખુશી જણાવી, તેથી હેસ્તિંગ્સે તેને પચાસ લાખ રૂપીઆનો દંડ કર્યો, અને તે મેળવવા માટે ૧૭૮૧ માં પોતે કાશી ગયો અને રાજાને પરહેજ કર્યો. રૈયતે હુલડ કરી પોતાના રાજાને છોડવ્યો, અને હેસ્તિંગ્સને ઘેરી લીધો. હેસ્તિંગ્સે આ વખતે ઘણી સમયસુચકતા દેખાડી, અને એની મદદે થોડું અંગ્રેજી લશકર આવી પુગ્યું તે આગમચ કાશી છોડી જવામાં ફતેહ પામ્યો. અંગ્રેજી લશકરે કાશીનો કબજો લીધો, રાજા ગવાલ્યરમાં નાસી ગયો, અને લશકરે કાશી માહેલી સઘળી દોલત લૂટીને વેંહેચી લીધી, તેથી હેસ્તિંગ્સ પોતાની મતલબમાં ફાવ્યો નહીં. તેણે ચેતસીંગના ભત્રીજાને

રાજા ઠરાવ્યો, અને તેની કનેથી ૪૦ લાખ રૂપીઆની ખંડણી લેતી કરી. પછી તેણે કંપનીનાં લેહેણાંની અયોઢયાના નવાબ ઉપર તાકીદ કરી. અસોફ-ઉડ-દવલાની તીજોરીમાં નાણા ન હતાં, તેથી તેણે બેગમો પાસેથી દોલત લૂટી લઇને કંપનીનુ લેહેણું આપવાની ઇચ્છા જણાવી. બેગમો ઉપર ચેતસીંગને મદદ કરવાનું તોહોમત મુકીને હેસ્તિંગ્સે તેમની દોલત જોર જુલમથી લઇ લેવાની નવાબને પરવાનગી આપી. એથી કંપનીને ૭૬ લાખ રૂપીઆ મળ્યા ( ૧૭૮૧ ).

હેસ્તિંગ્સનાં આ કૃત્ય કંપનીના ડીરેકતરોને પસંદ પડયાં નહીં તેથી તેણે પોતાના ઓધ્ધાનું રાજીનામું આપ્યું, અને ૧૭૮૫ ના ફેબ્રુઅરી મહીનામાં તે હિંદુસ્તાન છોડી ગયો. પેહેલાં ઇંગ્લાંડમાં તેને ઘણું માન મળ્યું. પણ પાછળથી તેના શત્રુઓએ પાર્લામેન્ટમાં તેના ઉપર કેટલાંએક તોહોમતો મુકયાં. ઉમરાવો આગળ ૧૭૮૮ માં તેની તપાસ શરૂ થઇ. એની ઉપર તોહોમત મુકનારાઓમાં ફોકસ, અને બર્ક આગેવાન હતા. આ તપાસનો ૧૭૯૫ માં છેડો આવ્યો, અને ઉમરાવોએ હેસ્તિંગ્સને નિર્દોષ ઠેરાવ્યો. આ તપાસ પાછળ તેને દશ લાખ રૂપીઆનો ખરચ થયો; અને તે ઘણી ગરીબ હાલતમાં આવી પડયો, તેથી કંપનીના ડીરેકતરોએ તેને વર્ષાસન બાંધી આપ્યું. આ મહાન પુરૂષ ૧૮૧૮ માં પોતાની ૮૬ વર્ષની ઉમરે મરણ પામ્યો.

### ૨. ફોકસ અને પીટના ઇનડયા બીલ ( ૧૭૮૩-૧૭૮૪ ).

૧૭૮૦ થી ૧૭૮૪ સુધી હિંદુસ્તાનના રાજ વહિવટ વિષે ઇંગ્લાંડની રાજ સભામાં ( પાર્લામેંટમાં ) ઘણી ચરચા ચાલી. એમાં લોર્ડ નોર્થ, મી૦ બર્ક, મી૦ ફોકસ, મી૦ દનડાસ, અને મી૦ પીટે મુખ્ય ભાગ લીધો. ૧૭૮૩ માં મી૦ ફોકસે હિંદુસ્તાનના રાજ વહિવટ બાબદનું એક બીલ ( કાયદાનો ખરડો ) પાર્લામેંટમાં રજુ કર્યું. આ બીલની મુખ્ય મતલબ

બ્રિટિશ હિંદુસ્તાનનો રાજ્ય કારભાર ઇંગ્લાંડના રાજાને સોંપવાની હતી. આ બીલ આમની સભામાં પસાર થયું, પણ ઊમરાવોએ તેને નાપસંદ કર્યું. ( ૧૭૮૪ ). એ બીલ રદ જવા પછી મી૦ પીટે તરતજ પોતાનું બીલ રજુ કર્યું. બને સભામાં મી૦ પીટનું બીલ પસાર થયું, અને તેની કલમો મુજબ હિંદુસ્તાનનો રાજ્ય કારભાર શરૂ થયો ( ૧૭૮૪ ). એ બીલની મુખ્ય મતલબ નીચે મુજબ હતી:—

૧. કંપનીના ભાગીદારોએ આગળની માફક હિંદુસ્તાનનો રાજ્ય-કારભાર ચલાવવા માટે ડીરેકટરોને ચુંટી કાઢવા; પણ તેઓમાંના ત્રણ ડીરે-કટરોએ, એક ખાનગી વિશેષ મંડળી થઇ સઘળો વહિવટ કરવો.

૨. ઇંગ્લાંડના રાજાના આત્મિક મંત્રીઓમાંથી ( Privy Councillors ) છ જણને પસંદ કરીને તેઓની એક મંડલી ( Board of Control ) સ્થાપવી, અને તેઓએ ડીરેકટરોનાં સઘળાં કામકાજ ઉપર દેખરેખ રાખવી. ડીરેકટરોએ હિંદુસ્તાનને લગતી સઘળી બાબદો અને તે વિષેના પોતાના ચુકાદા આ દેખરેખ રાખનારી બોર્ડ આગળ રજુ કરવા, અને એ બોર્ડના વિચારની વિરૂદ્ધ તેઓએ કાંઇ કરવું નહી.

૩. આ બોર્ડના પ્રમુખને પ્રધાન મંડળમાં સામેલ કરવો, અને હિંદુસ્તાનના વજીર તરીકે તેણે ગવરનર જેનરલની નેમણુક કરવી. હિંદુસ્તાનના રાજ્ય કારભારને માટે પાર્લામેન્ટે એ વજીરને જવાબ-દાર ગણવો.

૪. હિંદુસ્તાનના ગવરનર જેનરલે ડીરેકટરોની પરવાનગી વગર કોઇપણ વિગ્રહ આરંભવો નહીં, તથા કોઇ દેશી રાજા સાથે લડવાને માટે બીજાં કોઇ રાજ્ય સાથે ગોઠવણ કરવી નહીં; પણ જો કોઇ શત્રુ બ્રિટિશ રાજ્યપર ચઢાઇ કરે તો ગવરનર જેનરલે આ પરવાનગી માટે ખોટી રેહેવું નહીં, પણ લડાઇ ચલાવવી.

૫. ગવરનર જેનરલની કાઉનસિલમાં ચારને બદલે ત્રણ મંત્રીઓ નીમવા. હિંદુસ્તાનના લશકરના સેનાપતીને એક મંત્રી કરવો, અને બીજા બે મંત્રી બંગાળાના મુલકી ખાતાંના અમલદારોમાંથી ચુંટી કાઢવા. મુંબઇ અને મદ્રાસમાં પણ એજ મુજબની કાઉનસિલો સ્થાપવી.

એ બીલ પસાર થયા પછી ઘણી ખરી સઘળી સત્તા બોર્ડ ઓફ કનટ્રોલને હસ્તગત રહી; અને ડીરેકટરોને સ્વાધીન માત્ર નામનો અધિકાર રહ્યો. બોર્ડનો પેહેલો પ્રમુખ મી૰ દનડાસ થયો. જેણે ૧૬ વર્ષ સુધી હિંદુસ્તાનના પ્રધાનનો ઓહ્દો ઘણી હુશીઆરીથી બજાવ્યો.

### ૩. મરેઠા સાથનો પેહેલો વિગ્રહ. ( ૧૭૭૫-૧૭૮૨ )

૧૭૭૩ માં નારાયણરાવ પેશ્વાને તેના કાકા રઘુનાથરાવે પેશ્વાઇ મેળવવાની મતલબથી મારી નખાવ્યો, અને પોતે પેશ્વાનો ઓહ્દો ધારણ કીધો. ૧૭૭૪ માં નારાયણરાવની વિધવાએ એક છોકરાને જનમ આપ્યો, તેને પેશ્વા તરીકે જાહેર કરીને મુખ્ય મરેઠી સરદારો સખારામ બાપુ, નાના ફર્નવીસ, અને હરીપંત, રઘુનાથરાવની સામા થયા. રઘુનાથરાવ, જેને અંગ્રેજો રાઘોબા કરીને કહેતા, તેણે પુનાની ગાદી મેળવવામાટે અંગ્રેજોની મદદ માંગી; અને તે મતલબથી ૧૭૭૫ ના માર્ચ મહિનામાં મુંબઇના ગવરનર મી૰ હોરનબી અને રાઘોબા વચ્ચે સુરતમાં સંધી થઇ. રાઘોબાએ અંગ્રેજને સાલસેટ, વસઇ અને મુંબઇની પાસેના નાના ટાપુઓ આપવાને કબુલ કર્યું; અને અંગ્રેજોએ તેના બદલામાં રાઘોબાને પુનાની ગાદી પર બેસાડવાને લશકરની મદદ આપવાનો કરાર કર્યો. આ સંધીને લીધે અંગ્રેજ અને મરેઠા વચ્ચેનો પેહેલો વિગ્રહ શરૂ થયો.

મુંબઇની સરકારે તરતજ કરનલ કીટિંગને થોડું લશકર આપી રાઘોબાની મદદે મોકલ્યો. કરનલ કીટિંગે આરાસ આગળ મરેઠી લશકરને હરાવ્યું; પણ તેટલાંમાં ગવરનર જેનરલ વોરન હેસ્ટિંગ્સ અને કલકતાની

કાઉનસિલે સુરતની સંધી બહાલ રાખી નહીં, અને મુંબઇની સરકારનું કામ નાપસંદ કરીને રાઘોબાને મદદ કરવાનો તેમને અટકાવ કર્યો. કલકતાની કાઉનસિલે પોતાની તરફથી કરનલ અપતનને મરેઠી દરબારમાં પુને મોકલ્યો, જેણે ૧૭૭૬ માં મરેઠી રાજ્ય કારભારીઓ સખારામ બાપુ અને નાના ફરનવીસ જોડે પુરંધર આગળ સંધી કરી. આ સંધીની સરતો પ્રમાણે અંગ્રેજોને સાલસેટ મળ્યું, પણ તેઓએ રાઘોબાનો પક્ષ છોડી દીધો. મુંબઇની સરકારે આ સંધીની વિરૂધ પોતાનો વિચાર જણાવ્યો. અને રાઘોબાને સુરતમાં આવકાર દીધો. રાઘોબાએ ઇંગ્લાંડમાં ડીરેકટરોને અપીલ કરી, જેઓએ સુરતની સંધી પસંદ કરી, અને રાઘોબાને મદદ કરવાને પોતાની ઇચ્છા જણાવી. આ વખતે મરેઠા ફ્રેન્ચ લોકો સાથે સંપ કરેછે એવું વોરન હેસ્તિંગ્સના જાણવામાં આવ્યું, તેથી કલકતાની કાઉનસિલે મુંબઇની સરકાર સાથે મળી જઇને ડીરેકટરોની મરજી મુજબ મરેઠા સામે લડાઇ ઉઠાવી (૧૭૭૭). હેસ્તિંગ્સે કલકતેથી જમીનને માર્ગે મરેઠા સામે લશકર મોકલ્યું. ૧૭૭૮ માં રાઘોબાને ગાદીએ બેસાડવાને કરનલ એજરટનની સરદારી હેઠળ થોડું લશકર મુંબઇથી નીકળ્યું. માર્ગમાં માંદગીના સબબથી કરનલ એજરટને કરનલ કોકબર્નને સરદારી સોંપી. પુનાની નજદીક તલેગામ સુધી જઇને, કરનલ કોકબર્ન પાછો હઠયો. મરેઠા તેની પાછળ લાગ્યા અને અંગ્રેજી લશકરને બહુ હેરાન કર્યું; તેથી ૧૭૭૯ ના જાનેવારી મહીનામાં વડગામ આગળ નામોશી ભરેલી શરતોએ સંધી કરી અંગ્રેજી લશકર પાછું ફર્યું, અને રાઘોબા સિંઢ્યાને શરણ થયો. સંધીની સરતો:—૧. અંગ્રેજોએ મરેઠાના જીતી લીધેલા મુલકો પાછા આપવા; ૨. બંગાળેથી આવતાં લશકરને માર્ગમાં અટકાવવું; ૩. અંગ્રેજોએ બે અમલદારોને જામીન તરીકે આપવા. મુંબઇની સરકારે આ સંધી કબુલ કરી નહીં, અને કરનલ એ-

જરટન, કરનલ કોકબર્ન, અને પોતાના વકીલ મી૦ કર્નાકને નોકરીપરથી બરતરફ કર્યા.

એજ વર્ષમાં કરનલ ગોદર્ડ બંગાળેથી લશકર લઇને સુરત આવી પુગો, અને રાઘોબા તેને મળી ગયો. થોડો વખત મરેઠા સાથે સંધી કરવાની કોશેશમાં કાઢયા પછી, ૧૭૮૦ માં ગોદર્ડે લડાઇ ઉઠાવી, અને દભોઇ અને અમદાવાદના કિલ્લા તાબે કરીને સિંઢયા અને હોલકરને હરાવ્યા. મેજર પોપ્હેમે માલવામાં મરેઠાને હરાવ્યા, અને ગવાલિઅરનો મજબુત કિલ્લો સર કર્યો. કરનલ હાર્તલી કોકનમાં મરેઠા સામે ઘણી બહાદુરીથી ટકી રહ્યો, અને ગોદર્ડે વસઇનો કિલ્લો લીધો. આ વખતે હૈદરે મરેઠા અને નિઝામ જોડે મળીને અંગ્રેજો સામે વિગ્રહ આરંભ્યો હતો; અને ૧૭૮૧ માં કરનલ ગોદર્ડને પુને જતાં મરેઠાઓએ માર્ગમાં હરાવ્યો અને પાછો હઠાવ્યો, તેથી ૧૭૮૨ માં અંગ્રેજોએ સાલબાઇ આગલ મરેઠા સાથે સંધી કરી. સંધીની સરતઃ—૧. પુરંધરની સંધી પછી મરેઠાનો જે મુલક અંગ્રેજોએ લીધો હોય તે પાછો આપવો; ૨ મરેઠાએ રાઘોબાને વરસ દહાડે ત્રણ લાખ રૂપીઆ આપવા, અને તેની ખુશીમાં આવે તે જગાએ રેહેવા દેવો.

### ૪. હૈદરઅલી. (૧૭૬૯--૧૭૮૦.)

અંગ્રેજો સાથના પેહેલા વિગ્રહમાં ફાવ્યાના ગર્વથી ફુલી જઇને હૈદરે ૧૭૬૯માં પેશ્વાને ખંડણી આપતી બંધ કરી, અને મરેઠી મુલક ઉપર ચઢાઈ કરી. ૧૭૭૦ માં માધવરાવ પેશ્વાએ એક મોટાં લશકર સાથે હૈદરના મુલક ઉપર ચઢાઇ કરી, અને ચેરકુલીનાં રણમાં તેને હરાવીને તેના ઘણા કિલ્લા તાબે કર્યા. ૧૭૭૧ માં માંદગીના સબબથી પેશ્વા ત્રીમ્બક મામાને સરદારી સોંપીને પોતે પુને પાછો ફર્યો. ત્રીમ્બક મામાએ હૈદરને હરાવ્યો, અને સીરીંગાપટમને ઘેરો ઘાલ્યો. મદ્રાસની સંધીની

સરત મુજબ હૈદરે અંગ્રેજોની મદદ માંગી, પણ અંગ્રેજોએ તેને મદદ કરી નહીં; તેથી સીરીંગાપટમનો થોડો વખત બચાવ કીધા પછી ૧૭૭૨ માં હૈદરને ઘણોએક મુલક અને ૩૬ લાખ રૂપીઆ મરેઠાને આપીને સંધી કરવાની ફરજ પડી. ૧૭૭૪ માં નારાયણરાવ પેશ્વાનાં ખુન પછી રાઘોબા અને મરેઠી સરદારો વચ્ચે જઘડો ચાલ્યો, તેનો લાભ લઇને હૈદરે મરેઠાને આપેલો સઘળો મુલક પાછો લેવાની તજવીજ કરી; અને ૧૭૭૮ શુધીમાં સઘળો મુલક પાછો મેળવવા ફતેહ પામ્યો. એજ વર્ષમાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે લડાઇ ઉઠવાથી અંગ્રેજોએ પોન્ડીચરી શેહેર લઇ લીધું; અને ૧૭૭૯ માં હૈદરના ના કેહેવા છતાં મલબાર કોસ્તા ઉપર તેના મુલકની પડોસમાં આવેલું ફ્રેન્ચોનું માહેબંદર પણ લઇ લીધું. હૈદરને એથી ઘણો ક્રોધ ચઢયો. અને મરેઠી સરદારો અને નિઝામ જોડે મળી જઇને તેણે ૧૭૮૦ માં અંગ્રેજો સામે બીજો વિગ્રહ આરંભ્યો.

## ૫. મૈસોરનો બીજો વિગ્રહ. (૧૭૮૦–૧૭૮૪.)

૧૭૮૦ ના જુલાઇ મહિનામા ૯૦૦૦૦ માણસના લશકર સાથે હૈદર કર્નાટકપર ચઢયો, અને મુલક ઉજડ કરતો કરતો મદ્રાસથી ૫૦ મૈલ દુર કોન્જીવરામ સુધી આવી પુગો. મદ્રાસનો સેનાપતિ આ વખતે બંગાળામાં પ્રખ્યાત થયલો સર હેકતર મનરો હતો; તે ૫૦૦૦ માણસનાં લશકર સહિત હૈદરની સામો થયો. કરનલ બેલી બીજાં ૨૮૦૦ માણસનાં લશકર સાથે ગન્તુરનો કબજો લેવા જતો હતો, તેને મનરો સાથે જોડાઇ જવાનો હુકમ થયો. હૈદરે વચ્ચે ધુસીને પોલીલોર આગલ બેલીને અટકાવ્યો, અને જોકે બેલીએ થોડાં લશકર સાથે શત્રુના ૧૩ હુમલા પાછા વાળ્યા, તે છતાં તેને આખરે બાકી રહેલાં લશકર સાથે શરણ થવાની ફરજ પડી (૧૭૮૦). સર હેકતર મનરો પોલીલોરની રણભુમીથી માત્ર બે મૈલ દુર

હતો, તેણે બેલીને મદદ કરી નહીં એટલુંજ નહી, પણ હિંમત છોડી દઈને મદ્રાસ તરફ નાઠો.

આ ખબર જેવી ગવરનર જેનરલને થઈ તેવીજ તેણે બંગાળાના સેનાપતિ સર આયર કૂટને થોડું લશકર આપી મદ્રાસ મોકલ્યો, અને પાછલથી બીજું વધારે લશકર કૂટની મદદે મોકલી આપ્યું. સર આયર કૂટે ૧૭૮૧ માં હૈદરને ત્રણ ઠેકાણે હરાવ્યો; પહેલાં પોર્તોનોવો આગળ, ત્યાર પછી પોલીલોર આગળ, અને છેલાં શૉલિંઘર આગળ. ૧૭૮૨માં માં માંદગીના સબબથી કૂટને સરદારી છોડવી પડી, અને ૧૭૮૩માં આ પ્રખ્યાત લડવૈયો હિંદુસ્તાનમાંજ મરણ પામ્યો.

૧૭૮૨માં કરનલ બ્રેથવેટ થોડાં લશકર સાથે કોલરૂન નદીના કાંઠા પર હૈદરના છોકરા ટીપુના હાથમાં સપડાયો; અને જોકે ટીપુનાં મોટાં લશકર સામે ૨૬ કલાક સુધી તે ઘણી બહાદુરીથી લડયો, તોપણ તને અંતે શરણ થવું પડયું. એજ વર્ષમાં પશ્ચિમે હૈદરે તેલીચરી શેહેરને ઘેરો ઘાલ્યો હતો, ત્યાં કિલ્લા માહેલાં લશકરે હિંમતથી હૈદરનાં લશકર ઉપર હુમલો કર્યો, અને તેના ૧૨૦૦ સીપાઈઓને કેદ પકડી સઘળી તોપો લઈ લીધી. આ હારથી હૈદર સામે કૂર્ગ અને મલબારના લોકો ઉઠયા. એજ વર્ષના ડીસેમ્બર મહિનામાં હૈદર ચીતોડમાં પોતાની ૮૦ વર્ષની ઉમરે મરણ પામ્યો, અને મૈસોરની ગાદીપર ટીપુ બેઠો.

ગાદીપર આવ્યા પછી ટીપુએ ફ્રેન્ચોની મદદથી વિગ્રહ ચાલુ રાખ્યો. ૧૭૮૩માં ટીપુને મલબાર કોસ્તાપર રોકાવું પડયું. જ્યાં મુંબઇથી એક લશકરે હુમલો કર્યો હતો; અને ફ્રેન્ચોએ કર્નાટકમાં અંગ્રેજો સામે લડાઈ ચલાવી. અંગ્રેજ સરદાર જેનરલ સ્તુઅર્ટ ફ્રેન્ચો સામે કર્નાટકમાં ફાવી શકયો નહીં; પણ તરત ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે ૧૭૮૩માં યુરોપમાં સંધી થઇ, તેની ખબર હિંદુસ્તાનમાં પડતાંજ ફ્રેન્ચ લોકો ટીપુને છોડી ગયા.

૧૭૮૪ માં કરનલ ફુલરટન લશકર સાથે મૈસોરમાં પેઠો. અને ટીપુના ઘણા કિલ્લા લડીને લીધા. ત્યાર પછી તેણે ટીપુની રાજધાની શ્રીરંગાપટમ ઉપર કુચ કરવાની તૈયારી કરી. પણ તેવામાં મદ્રાસના ગવરનર લોર્ડ મેકાર્તિનિએ સંધીને માટે ટીપુ કને વકીલો મોકલ્યા, અને હેસ્તિંગસના વિચારની વિરૂધ મેંગ્લોરમાં ટીપુની મરજી મુજબની સંધી કરી. આ સંધીની મુખ્ય સરતો એ હતી કે ટીપુએ અંગ્રેજ બંધવાને છોડી દેવા અને બન્ને પક્ષે એક બીજાનો જીતી લીધેલો મુલક પાછો આપવો.

## પ્રકરણ ૮ મું.

### લોર્ડ કોરનવાલીસ અને સર જોન શોર.

### ૧. લોર્ડ કોરનવાલીસનો કારભાર. (૧૭૮૬-૧૭૯૩.)

૧૭૮૫ ના ફેબ્રુઆરી મહિનામાં હેસ્તિંગસ ઇંગ્લાંડ ગયો ત્યારથી, તે ૧૭૮૬ના સપ્ટેમ્બર મહિનામાં લોર્ડ કોરનવાલિસ કલકતે આવી પુગો. ત્યાંસુધી કાઉનસિલના વડા મેમ્બર સર જોન મેકફરસને ગવરનર જેનરલનું કામ ચલાવ્યું. લોર્ડ કોરનવાલીસના અમલમાં નીચે જણાવેલા જાણવા જોગ બનાવ બન્યા.

૧. કંપનીના નોકરોનો પગાર થોડો હોવાને લીધે તેઓ લાંચ લેતા હતા, અને ખાનગી વેપારથી તથા બીજી પસંદ ન કરવા જોગ રીતે પૈસા જમાવ કરવામાં ઘણું ધ્યાન લગાડતા. લોર્ડ કોરનવાલીસે યોગ્યતા પ્રમાણે સર્વેનો પગાર વધાર્યો, અને ખાનગી વેપાર કરવાને તથા દેશીઓ કનેથી બક્ષીસો લેવાને સખત મના કરી; અને જેઓ એ પ્રમાણે કરતા પકડાયા તેમને શીક્ષા કરીને સઘળાં ખાતાં સુધાર્યાં.

૨. તેણે દીવાની અને ફોજદારી અદાલતોમાં સુધારા કર્યા, અને તેમને માટે જરૂરના કાયદા બાંધ્યા.

૩. નિઝામે ગન્તુર સરકારનો પ્રાંત અંગ્રેજોને સ્વાધીન કરવાને આગળ કરાર કર્યો હતો, તે મુજબ ૧૭૮૮ માં લોર્ડ કોરનવાલિસે એ પ્રાંત નિઝામ કનેથી માંગ્યો. નિઝામે તરત એ પ્રાંત અંગ્રેજોને સ્વાધીન કીધો, અને ટીપુની સામે લડવાને અંગ્રેજી લશકરની મદદ માંગી. લોર્ડ કોરનવાલીસે એવી રીતે મદદ કરવાને કબુલ કીધું.

૪. મરેઠા અને નિઝામ જોડે મળી જઈને લોર્ડ કોરનવાલીસે ૧૭૯૦ માં ટીપુ સામે વિગ્રહ આરંભ્યો, અને ૧૭૯૨ માં તેને નીચો નમાવી સંધી કરવાની ફરજ પાડી.

૫. સર્વથી અગત્યનો બનાવ જે લોર્ડ કોરનવાલીસની કારકીર્દીમાં બન્યો, તે બંગાળાના જમીનદારોને લગતો હતો. મુગલ રાજ્યના દોરની વખતે જમીનની મેહેસુલ જમા કરનારા રફતે રફતે જમીનના માલેક થઈ પડયા હતા, અને બંગાળા અને બીજા પડોશના પ્રાંતોમાં મોટી સત્તા ભોગવતા હતા. પેહેલાં બ્રિટિશ સરકારે તેમના હકો કબુલ રાખ્યા હતા નહીં; પણ ૧૭૮૬ માં કંપનીના ડીરેકટરોએ તેમની સાથે જમીનની મેહેસુલ બાબદ દશ વર્ષનો કરાર કરવાને હિંદુસ્તાનની સરકારને લખી મોકલ્યું, અને જો બને તો હમેશ સુધીનો તેમની સાથે બંદોબસ્ત કરવો એવી મરજી જણાવી. ૧૭૯૩ માં લોર્ડ કોરનવાલિસે જમીનદારો સાથે મેહેસુલ બાબદ હમેશ સુધીનો કરાર (The Permanent Settlement) કર્યો, અને દર વર્ષે તેમની પાસેથી ચોકસ રકમ લેવાની ઠરાવી. એ પ્રમાણે જમીનદારોને જમીનના માલેક ઠરાવીને ખેડુતોને તેણે તેમના કબજામા મેલ્યા; અને ખેડુતો સાથે જમીનદારો જે સરતો કરે તેમાં સરકારે વચ્ચે આવવું નહીં એવું ઠરાવ્યું.

## ૨. મૈસોરનો ત્રીજો વિગ્રહ. (૧૭૯૦-૧૭૯૨.)

૧૭૮૪ માં મેંગલોરની સંધી કર્યા પછી ટીપુએ કનારા અને કુર્ગ

પ્રાંતો ઉપર ચઢાઈ કરી, અને એક લાખ માણસને કેદ પકડી જઈને તે-
મને મુસલમાન થવાની ફરજ પાડી. ત્યાર પછી મરેઠા અને નિઝામે ટીપુ
નું બળ તોડવાને અને તેનો મુલક વેહેંચી લેવાને લડાઈ ઉઠાવી. ટી-
પુએ તેમના મુલક ઉપર ચઢાઈ કરી, અને ૧૭૮૭ માં તેમને શાંતી કર-
વાની ફરજ પાડી. ૧૭૮૮ માં તેણે મલબાર પ્રાંતપર ચઢાઈ કરી અને
ત્યાંના નાયર લોકોને જોર જુલમથી વટલાવ્યા; અને જેઓએ ન માન્યું
તેઓને મારી નાખ્યા.

૧૭૮૯ ના ડીસેમ્બર મહિનામાં ટીપુએ ત્રાવનકોર ઉપર ચઢાઈ કરી;
પણ સખત હાર ખાઈ તેને નહાસી જવું પડ્યું. ૧૭૯૦ માં તેણે પાછી
ચઢાઈ કરી અને તે ફાવ્યો. ત્રાવનકોરનો રાજા અંગ્રેજોનો મિત્ર હોવાથી
લોર્ડ કોરનવાલિસને વિગ્રહ આરંભવાની જરૂર પડી. મરેઠા અને નિ-
ઝામ સાથે મળી જઈને ૧૭૯૦ માં જેનરલ મેદોસને મૈસોર પ્રાંતપર
હુમલો કરવાને તેણે મોકલ્યો, અને હેસ્તિંગ્સની માફક બંગાળેથી તેની
મદદે લશકર મોકલ્યું. જેનરલ મેદોસ ટીપુ સામે કોઈ પણ રીતે ફાવ્યો
નહીં તેથી લોર્ડ કોરનવાલિસ પોતે દક્ષિણમાં આવ્યો અને લશકરની સ-
રદારી લીધી. (૧૭૯૧.)

તેણે તરત મૈસોર ઉપર ચઢાઈ કરી અને ટીપુનું બેંગલોર શેહેર
જીતી લીધું. ત્યાર પછી સીરીંગાપટમની નજદીક એરીકેરાનાં રણમાં
તેણે ટીપુને હરાવ્યો, અને તેની રાજધાનીપર કુચ કરવાની તૈયારી કરી.
બ્રિટિશ લશકરમાં ખોરાક ખુટવાથી અને બીજી ઘણીક અડચણોને લીધે
કોરનવાલિસને મદ્રાસ તરફ પાછું ફરવું પડ્યું. ૧૭૯૨ માં સઘળી ગોઠ-
વણ પાકી કરીને તેણે મૈસોરપર પાછી ચઢાઈ કરી, અને સીરીંગાપટમને
ઘેરો ઘાલ્યો. ટીપુએ થોડો વખત સુધી શેહેરનો ઘણી બહાદુરીથી બ-
ચાવ કીધો, પણ તેનાં ઘણાં માણસો માર્યાં ગયાં, તેથી અંતે તેને લોર્ડ

કોરનવાલિસની મરજી મુજબ સંધી કરવી પડી (૧૭૯૨.)

**સંધીની સરત.**—ટીપુએ પોતાનું અરધું રાજ્ય આપવું; લડાઇના ખરચ બદલ ત્રણ કરોડ રૂપીઆ આપવા, અને મરેઠાને બીજા ૩૦ લાખ રૂપીઆ આપવા; અને એ સરતો પુરી પડે ત્યાં સુધી ટીપુએ પોતાના બે છોકરાને જામીન દાખલ આપવા.

આ પ્રમાણે આવી ફાયદાકારક સરતો કરીને લોર્ડ કોરનવાલિસે આ વિગ્રહનો અંત આણ્યો; અને અંગ્રેજોને દીન્ડીગલ, બારમ્હાલ, અને મલબાર પ્રાંતો મળ્યા.

### ૩. સર જોન શોરનો કારભાર. (૧૭૯૩-૧૭૯૮.)

લોર્ડ કોરનવાલિસ પછી હિંદુસ્તાનના મુલકી ખાતાંના એક પ્રખ્યાત અમલદાર સર જોન શોરને ગવરનર જેનરલ નીમવામાં આવ્યો. સર જોન શોરે જમીનદારો સાથના બંદોબસ્તમાં મુખ્ય ભાગ લીધો હતો, અને લોર્ડ કોરનવાલિસને સારી મદદ કરી હતી. એની કારકીર્દી ઘણી નબળી ગણાયલી છે, કારણ કે દેશી રાજ્યોના મામલામાં એણે હાથ ઘાલ્યો નહીં, અને મરેઠાને અને ટીપુને તેમની મરજીમાં આવે તેમ કરવા દીધું. ટીપુ એ વખતમાં અંગ્રેજો સાથના છેવટના વિગ્રહને માટે ભારે તૈયારીઓ કરવામાં રોકાયો હતો; અને મરેઠાએ અંગ્રેજના મિત્ર નિઝામને ૧૭૯૫માં કુરદલાની લડાઇમાં હરાવીને ઘણું નીચું લગાડ્યું.

૧૭૯૭ માં અયોધ્યાનો કમઅક્કલ અને વિષયી નવાબ અસોફ-ઉડ-દવલા મરણ પામ્યો, અને તેનો અનૌરસ છોકરો વજીરઅલી ગાદીએ બેઠો. સર જોન શોરે વજીરઅલીને નવાબ તરીકે કબુલ રાખ્યો નહીં, અને ૧૭૯૮ માં અસોફ-ઉડ-દવલાના ભાઇ સાદતઅલીને નવાબ ઠરાવ્યો, અને તેને ગાદીએ બેસાડવાને પોતે લકનો ગયો.

વજીરઅલીએ સામો થઇ બંદ કર્યું, અને ગવરનર જેનરલ સુરા-

ફેલીથી ખરચ્યો. સર જોન શોરે એ વખતે ઘણી દ્રઢતા દેખાડી અને સાદતઅલીને ગાદીએ બેસાડીને વજીરઅલીને કાશીમાં નજરકેદ રાખ્યો. ૧૭૯૮ ના માર્ચ મહિનામાં સર જોન શોરની સમાધાની જાળવી રાખનારી કારકીર્દીનો અંત આવ્યો, અને આ સુબો ઇંગ્લાંડ પાછો ફર્યો.

---

## પ્રકરણ ૯ મું

## લોર્ડ વેલેસ્લી, લોર્ડ કોરનવાલિસ, અને સર જયોર્જ બારલો. ( ૧૭૯૮–૧૮૦૫ ).

### ૧. લોર્ડ વેલેસ્લીનો કારભાર. ( ૧૭૯૮–૧૮૦૫ ).

લોર્ડ વેલેસ્લી ૧૭૯૮ના મે મહિનામાં કલકતે આવી પુગો. એ ઘણો બુદ્ધિમાન, ભણેલો, અને કુશળ રાજ્ય કારભારી હતો. એણે દેશી રાજ્યોનાં રક્ષણને માટે બ્રિટિશ મદદગાર ફોજ રાજાઓને ખરચે તેમના મુલકમાં રાખીને, કેટલાએક દેશી રાજાઓને અંગ્રેજોપર આધાર રાખતા કર્યા, અને એ પ્રમાણે અંગ્રેજી રાજ્યને હિંદુસ્તાનમાં સર્વોપરી કર્યું. લોર્ડ કોરનવાલિસ અને સર જોન શોરે દેશી રાજ્યોના મામલામાં હાથ ઘાલ્યો ન હતો, તેથી લોર્ડ વેલેસ્લી હિંદુસ્તાનમાં આવ્યો તે વખતે હિંદુસ્તાનના મુખ્ય રાજાઓની દરબારમાં ફ્રેન્ચ લોકનો પગ પેસારો ઘણો થયો હતો, અને અંગ્રેજોનું વજન ઓછું થયું હતું. ટીપુ અને સિંદયાના લશકરને ફ્રેન્ચ અમલદારોએ યુરોપીયન રીત પ્રમાણે કવાયદ શીખવી હતી, અને નિઝામે પણ ઘણા ફ્રેન્ચોને પોતાની દરબારમાં રાખ્યા હતા, અને તેમની સલાહ પ્રમાણે તે અમલ કરતો હતો.

લોર્ડ વેલેસ્લીએ પેહેલાં નિઝામને મેળવી લેવાને તજવીજ કરી; અને તેને સમજાવીને બ્રિટિશ મદદગાર ફોજ તેનાં રાજ્યમાં રાખવાની ગોઠવણ કરી, અને એ પ્રમાણે તેની દરબારમાં ફ્રેન્ચોનું ચલણ બંધ

પાડ્યું. પેશ્વાએ નાના ફર્નવીસની સલાહ પ્રમાણે ચાલીને આવી રીતની ફોજ પોતાના રાજ્યમાં રાખવાને સાફ ના પાડી. ત્યાર પછી તરતજ લોર્ડ વેલેસ્લીને ટીપુ સામે લડાઇ ઉઠાવવાની ફરજ પડી (૧૭૯૮) એક મોટી અંગ્રેજી ફોજે જેનરલ હેરિસની સરદારી હેઠલ ૧૭૯૯ માં મેસોર પ્રાંતપર ચઢાઇ કરી, અને બે ઠેકાણે ટીપુને હરાવીને શ્રીરંગાપટ્ટમ લડીને લીધું. ટીપુ લડતાં માર્યો ગયો, અને તેના છોકરાને લોર્ડ વેલેસ્લીએ વર્ષાશન બાંધી આપી વેલોરમાં રાખ્યા. મૈસોરના ત્રણ ભાગ કરવામાં આવ્યા; એક ભાગ અંગ્રેજોએ રાખ્યો; બીજો ભાગ નિઝામને મળ્યો, અને ત્રીજો ભાગ હૈદરે જે હિંદુ રાજાને ૧૭૬૧ માં પદભ્રષ્ટ કર્યો હતો, તેના છોકરાને આપ્યો.

૧૮૦૦ માં અંગ્રેજોએ સુરતના નવાબને પેનશન આપીને સુરત શેહેર અને તેને લગતો મુલક લઇ લીધો. કર્નાટકના રાજ્યમાં ઘણો ગેરબંદોબસ્ત ચાલતો હતો, તેથી ૧૮૦૧ માં કર્નાટકના નવાબને પેનશન બાંધી આપીને કર્નાટક પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો. એજ વર્ષમાં અયોધ્યાના નવાબ કનેથી પણ કેટલાંએક પરગણાં લોર્ડ વેલેસ્લીએ લઇ લીધાં. (હિંદુસ્તાનનો વાવ્ય પ્રાંતનો વિભાગ ઘણો ખરો આ પરગણાંનો બનેલો છે.)

૧૮૦૨ માં જશવંતરાવ હોલકરે બાજીરાવ પેશ્વાને પુનામાંથી હાંકી કાઢયો, તેથી બાજીરાવે વસઇ જઇને પોતાની ગાદી મેળવવાને અંગ્રેજો સાથે સંધી કરી, અને પોતાનાં રક્ષણને માટે અંગ્રેજી લશ્કર પોતાને ખરચે પુનામાં રાખવાનું કબુલ કર્યું. બીજા મરેઠી સરદારોને પેશ્વાની આ ગોઠવણ પસંદ પડી નહીં, તેથી અંગ્રેજોને સિંઢયા, હોલકર, અને નાગપોરના રાજા જોડે લડવું પડ્યું. આ લડાઇ ૧૮૦૩ થી ૧૮૦૫ સુધી ચાલી, જેથી મરેઠા સરદારોનું બળ ઘણું પડી ભાગ્યું. આ લડાઇનો

પુરેપુરો અંત આવે તેની આગમજ ૧૮૦૫ના આગસ્ટ મહિનામાં લોર્ડ વેલેસ્લી હિંદુસ્તાન છોડી ગયો. કંપનીના ડીરેકટરોએ તેની રાજનીતિ પસંદ કરી હતી નહીં, તેથી પેહેલાં ઇંગ્લાંડમાં તેમના તરફથી એના ઉપર ઘણાં તોહોમતો મુકવામા આવ્યાં; પણ પાછળથી તેઓએ એની નોકરીની કદર બુઝી, અને એનું પુતળું પોતાના દીવાનખાનામાં મુકયું.

## ૨. મૈસોરનો ચોથો વિગ્રહ. (૧૭૯૮-૧૭૯૯).

લોર્ડ કોરનવાલિસ સાથે ૧૭૯૨ માં સંધી કર્યા પછી પણ ટીપુએ અંગ્રેજો સામે લડવાની પાછી તૈયારી ચાલુ રાખી હતી, અને પોતાની નોકરીમાં ફ્રેન્ચ અમલદારો રાખીને તેણે એક બળવાન ફોજ ભેગી કરી હતી. ૧૭૯૮ માં મોરિશીઅસના ફ્રેન્ચ હાકેમે એવું જાહેરનામું બાહાર પાડયું, કે અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાને ટીપુ ફ્રેન્ચ લોકોની મદદ માંગેછે. વળી નેપોલીઅન બોનાપાર્ટ, જે આ વખતે મીસર દેશમાં હતો, તેની સાથે, અને કાબુલના રાજા જમાનશાહ સાથે, ટીપુ એ મતલબને માટે કાગજ પત્રથી વેહેવાર ચલાવેછે, એવું લોર્ડ વેલેસ્લીને માલમ પડયું. ગવરનર જેનરલે ટીપુ કનેથી એ વાતનો ખુલાસો માંગ્યો, અને તેની સાથે બંદોબસ્ત કરવાને પોતે મદ્રાસ આવ્યો, પણ ટીપુ તરફથી તેને કાંઇ ખાતરાપૂર્વક જવાબ મળ્યો નહીં. તેથી તેને લડાઇ ઉઠાવવાની ફરજ પડી.

જેનરલ હેરિસની સરદારી હેઠળ ૨૧૦૦૦ માણસની એક ફોજ કર્નાટકમાં ભેગી કરવામાં આવી; અને ૧૦૦૦૦ માણસની નિઝામની મદદગાર ફોજ, ગવરનર જેનરલના ભાઇ કરનલ વેલેસ્લીની સરદારી તળે, જેનરલ હેરિસને આવી મળી, આ બન્ને ફોજે કર્નાટક તરફથી મૈસોર ઉપર ચઢાઇ કરી; અને મુંબઇની ૬૦૦૦ માણસની એક ફોજે જેનરલ સ્ટુઅર્ટની સરદારી હેઠળ મલબાર તરફથી ચઢાઇ કરી (૧૭૯૯). પેહેલાં

ટીપુ સદાસીર આગળ મુંબઇની ફોજની સામો થયો, પણ જેનરલ સ્તુઅર્ટે તેને હરાવ્યો. બીજું યુદ્ધ સીરીંગાપટમથી ૪૦ મૈલ દુર માલવેલી આગલ ટીપુ અને જેનરલ હેરિસ વચ્ચે થયું. તેમાં પણ ટીપુએ હાર ખાધી. જેનરલ હેરિસે તરત સીરીંગાપટમ ઉપર કુચ કરી. અને તે શેહેરને ઘેરો ઘાલ્યો; જેનરલ સ્તુઅર્ટ પણ સીરીંગાપટમ આગલ હેરિસને આવી મળ્યો. ૧૭૯૯ ના મે મહિનાની ૩જી તારીખે જેનરલ હેરિસે હલ્લો કરી સીરીંગાપટમ લીધું, અને ટીપુ લડતાં માર્યો ગયો. એ પ્રમાણે મૈસોરના છેલા વિગ્રહનો અંત આવ્યો. કરનલ વેલેસ્લીને સીરીંગાપટમનો હાકેમ નીમવામાં આવ્યો; અને લોર્ડ વેલેસ્લીએ ઉપર જણાવ્યા પ્રમાણે મૈસોરના ભાગ કરી હૈદરઅલીએ સ્થાપેલાં રાજ્યનો અંત આણ્યો.

### ૩. મરેઠા સાથનો બીજો વિગ્રહ. (૧૮૦૩-૧૮૦૫.)

મરેઠી રાજ્યનો પ્રખ્યાત રાજ્ય કારભારી નાનાફર્નવીસ ૧૮૦૦ માં મરણ પામ્યો, ત્યારપછી દોલતરાવ સિંઢયા અને જશવંતરાવ હોલકર વચ્ચે લડાઇ ચાલી. પેશ્વાએ સિંઢયાનો પક્ષ પકડ્યો, અને હોલકરના ભાઇ વીઠુજીને હાથીના પગ તળે કચડી નખાવ્યો. જશવંતરાવ ૧૮૦૨ માં સિંઢયા અને પેશ્વાની ફોજને ચુકવીને પુનાની નજદીક આવ્યો. અને તેમનાં લશકરને હરાવીને તેણે પુનાનો કબજો લીધો. બાજીરાવ પેશ્વા પુનામાંથી નાઠો, અને વસઇમાં આવી તેણે પોતાની ગાદી પાછી મેળવવાની મતલબથી અંગ્રેજો સાથે સંધી કરી (૩૧ મી ડીસેમ્બર ૧૮૦૨). વસઇની સંધીની સરતઃ—

૧. પેશ્વાએ પોતાનાં રાજ્યમાં ૬૦૦૦ માણસની એક બ્રિટિશ મદદગાર ફોજ રાખવી, અને તેના ખરચને માટે દર વર્ષે ૨૬ લાખ રૂપીઆ આપવા.

૨. પોતાનાં રાજ્યમાં તેણે અંગ્રેજના કોઇ યુરોપીઅન શત્રુને રાખવા નહીં.

૩. સુરત ઉપરથી તેણે પોતાના સઘળા દાવા ઉઠાવવા.

૪. નિઝામ તથા ગાયકવાડ જોડે પેશ્વાને જે વાંધા હોય તેનો ચુકાદો અંગ્રેજ સરકારને સોંપવો.

વસઇની સંધીથી મરેઠી રાજ્યની સ્વતંત્રતા ગઇ એવું ધારીને સિંઢયા અને નાગપોરનો રાજા રઘુજી ભોંસ્લે અંગ્રેજોની સામે થવાને મસલત કરવા લાગ્યા, અને હોલકરને પણ પોતાની સાથે મેળવી લેવાની તેઓએ કોશેશ કરી. ગવરનર જેનરલ લોર્ડ વેલેસ્લીએ કરનલ સ્તીવનસનને નિઝામની મદદગાર ફોજ સહિત પુનાની નજદીક આવવાનો હુકમ કર્યો; અને પોતાના ભાઇ જેનરલ વેલેસ્લીને થોડુંએક લશકર લઇ મેસોરથી નિકલવાને ફરમાવ્યું. જેનરલ વેલેસ્લીએ પુને આવી ૧૮૦૩ ના મે મહિનામાં બાજીરાવને ગાદીએ બેસાડયો. અંગ્રેજી લશકરના આવવા આગમજ હોલકર પુનુ છોડી માલવા તરફ નિકળી ગયો; પણ સિંઢયા અને નાગપોરના રાજા પોતાનાં લશકર સહિત પુનાની નજદીક હતા, તેઓને પોત પોતાના મુલકમાં જવાને જેનરલ વેલેસ્લીએ જણાવ્યું. મરેઠી રાજાઓએ જેનરલ વેલેસ્લીના કહેવા ઉપર લક્ષ આપ્યું નહીં, તેથી અંગ્રેજો અને મરેઠા વચ્ચે લડાઇ ઉઠી (૧૮૦૩).

લોર્ડ વેલેસ્લીએ મરેઠી સરદારો સામે ચોતરફથી ફોજો મોકલી, અને તેમના મુલક ઘેરી લીધા, મુખ્ય ફોજો દખણમાં જેનરલ વેલેસ્લીની સરદારી હેઠળ હતી. પહેલાં જેનરલ વેલેસ્લીએ અહમદનગર સર કર્યું અને કરનલ સ્તીવનસને જાલના લીધું. ત્યારપછી એસે આગલ દોલતરાવ સિંઢયા અને રઘુજી ભોંસ્લે જેનરલ વેલેસ્લીની સામા થયા, પણ અંગ્રેજોએ થોડાં માણુસ સાથે મરેઠી સરદારોનાં મોટાં લશકર ઉપર ફતેહ મેળવી, અને સિંઢયા અને ભોંસ્લે રણભુમી ઉપરથી નાઠા, (૨૩મી સપટેમ્બર ૧૮૦૩).

એજ વખતે હિંદુસ્તાનમાં જેનરલ લેકે ફ્રેન્ચ અમલદાર પ્યુરકિનની સરદારી હેઠળ સિંઢયાની પલટનોને દીલ્હીની લડાઇમાં હરાવી. ફ્રે-

ન્ય અમલદારો અંગ્રેજોને શરણ થયા, અને લેકે દીલ્હીનો કબજો લીધો. દીલ્હીનો ઘરડો બાદશાહ શાહઆલમ પોતાના કુટુંબ સહિત અંગ્રેજોને શરણે આવ્યો. પછી લોર્ડ લેકે આગ્રા આગળ મરેઠાને હરાવ્યા અને આગ્રા શેહેર સર કરી, મેવાડમાં સિંઢયાનાં લશકરની એક ટુકડીની પાછળ તે ગયો. લાસવારીની લડાઈમાં આ ટુકડીને હરાવી તેણે સિંઢયાનું બળ તોડયું. (૧૮૦૩).

એજ વર્ષને છેડે દખણમાં જેનરલ વેલેસ્લીએ આરગામની લડાઇમાં સિંઢયા અને ભોંસલેને પાછા હરાવ્યા, જેથી પેહેલાં રઘુજીએ અને ત્યાર પછી દોલતરાવે અંગ્રેજો સાથે સંધી કરી, (ડીસેમ્બર ૧૮૦૩).

દેવગામ આગળ નાગપોરના રાજા સાથે સંધી થઇ તેની સરતઃ—

૧. નાગપોરના રાજાએ કટક, બાલાસોર, અને વરદા નદીની પશ્ચિમનો મુલક આપવો;

૨. નિઝામ તથા પેશ્વા જોડે જે વાંધા હોય તેનો ચુકાદો તેણે અંગ્રેજ સરકારને સોંપવો;

૩. અંગ્રેજોના કોઇ યુરોપીઅન શત્રુને પોતાનાં રાજ્યમાં રાખવા નહીં.

સીરજીઅંજે ગામ આગળ સિંઢયા સાથે સંધી થઇ તેની સરતઃ—

૧. સિંઢયાએ ગંગા અને જમના નદી વચેનો મુલક અંગ્રેજોને આપવો.

૨. તેણે જેપુર, જોધપુર, તથા ગોહદની ઉત્તરનો મુલક આપવો.

૩. અહમદનગર ને ભરૂચના કિલ્લા અને તેને લગતાભાગો આપવા.

૪. અજન્તા ઘાટ અને ગોદાવરી નદીની વચેનો પ્રાંત આપવો.

૧૮૦૪ માં જશવંતરાવ હોલકર અંગ્રેજોની સામો થયો. કરનલ મોન્સનને મોકંદ્રાઘાટમાં હરાવીને હોલકરે પાછો હઠાવ્યો અને દીલ્હીપર

હુમલો કર્યો. કરનલ ઓકતરલોનીએ છ દિવસ સુધી દીલ્હીનો ઘણી બહાદુરીથી બચાવ કીધો. તેથી હોલકરને ઘેરો ઉઠાવવો પડયો. પછી જેનરલ ફ્રેસરે દીગની લડાઇમાં હોલકરને હરાવ્યો, જેમાં ફ્રેસર પોતે માર્યો ગયો; અને જેનરલ લેકે ફરકાબાદ આગળ તેનાં લશકરનો ઘાન વાલ્યો. (૧૮૦૪). ભરતપુરના રાજાએ હોલકરને મદદ કરી હતી તેથી લેકે તેનો દીગનો કિલ્લો લઇ લીધો, અને ૧૮૦૫ માં ભરતપુરનાં મજબુત કિલ્લાને ઘેરો ઘાલ્યો. કિલ્લાની દીવાલ ઘણી જાડી અને માટીની હોવાને લીધે લેક કેટલાએક મહીના સુધી ભરતપુર લેવાને ફાવ્યો નહીં, અને રાજાએ બીહીને અંગ્રેજોને ૨૦ લાખ રૂપીઆ આપીને સંધી કરી. વળી એ વર્ષમાં સિંઢયા પણ હોલકર સાથે મળી જવાની ગોઠવણ કરવા લાગ્યો. તેટલામાં લોર્ડ વેલેસ્લી હિંદુસ્તાન છોડી ગયો, અને લોર્ડ કોરનવાલિસ બીજીવાર ગવરનર જેનરલ થઇને આવ્યો.

### ૪. લોર્ડ કોરનવાલિસ અને સર જયોર્જ બારલો. (૧૮૦૫-૧૮૦૭.)

મરેઠા સાથની લડાઇનો કોઇ પણ રીતે અંત લાવવાને લોર્ડ કોરનવાલિસને સખત હુકમ આપી ઇંગ્લાંડથી મોકલવામાં આવ્યો હતો. કલકતે આવીને તરતજ લોર્ડ લેકની છાવણી તરફ તે જવા નિકળ્યો, પણ માર્ગમાં ઘાઝીપુર આગળ આ પ્રખ્યાત સુબો મરણ પામ્યો. (૧૮૦૫).

કાઉનસિલનો વડો મેમ્બર સર જયોર્જ બારલો ગવરનર જેનરલ થયો. બારલોએ લોર્ડ લેકના વિચારની વિરૂધ સિંઢયા અને હોલકરને તેમને ફાયદો થાય એવી સરતોએ સંધી કરી. ૧૮૦૬ માં ટીપુના છોકરાઓની ઉસ્કેરણીથી મદ્રાસ ઇલાકામાં દેશી સીપાઇઓએ બળવો કર્યો, અને કેટલાએક અંગ્રેજ અમલદારો અને સીપાઇઓને મારી નાખ્યા. કરનલ ગીલેસ્પી, જે વેલોરથી ૧૬ મૈલ દુર આર્કટ શેહેરમાં હતો, તે ઝડપથી જઇ લાગો. અને તેણે બળવો બેસાડી દીધો. ૧૮૦૭ માં સર જયોર્જ બારલોને મદ્રાસનો ગવરનર કર્યો, અને લોર્ડ મીન્ટો ગવરનર જેનરલ થયો.

# પ્રકરણ ૧૦મું.

## લોર્ડ મિન્ટો અને લોર્ડ હેસ્તિંગ્સ.

### ૧. લોર્ડ મિન્ટોનો રાજ્યકારભાર. ( ૧૮૦૭-૧૮૧૩ )

લોર્ડ મિન્ટોને તેની મરજીની વિરૂધ દેશી રાજ્યોની ખટપટમાં ભાગ લેવો પડયો. હોલકરના સરદાર અમીરખાં સામે તેણે નાગપોરના રાજાને મદદ કરી; અને પેશ્વા અને નિઝામના રાજ્ય મામલામાં તેને વચ્ચે પડવાની ફરજ પડી. ત્યારપછી ત્રાવનકોરના દીવાને રૈયત ઉપર ઘણો જુલમ ગુજારવા માંડયો, તેથી ૧૮૦૮ માં અંગ્રેજી લશકરે ત્રાવનકોરનો કબજો લીધો.

૧૮૦૯ માં લોર્ડ મિન્ટોએ પંજાબના બળવાન રાજા રંજીતસીંઘ જોડે સંધી કરી; જેથી રંજીતસીંઘે બ્રિટિશ સરકારની દોસ્તી કબુલ કરી, અને સતલજ નદીના અંગ્રેજી કિનારાપર આવેલાં રાજ્યોને હેરાન નહીં કરવાને કબુલાત આપી. વળી ત્યાર પછી ગવરનર જેનરલે સિંધ, કાબુલ અને ઇરાનના બાદશાહોની દરબારમાં એલચીઓ મોકલીને તેમની સાથે સંધી કરી; જેથી અંગ્રેજોના યુરોપીઅન શત્રુનો પગપેસારો એ દેશોમાં બંધ પડયો.

૧૮૧૩ માં લોર્ડ મિન્ટો ઇંગ્લાંડ પાછો ફર્યો, અને એજ વર્ષમાં મરણ પામ્યો. વળી એ વર્ષમાં ઇસ્ટ ઇન્ડયા કંપનીના ડીરેકટરોના અટકાવ છતાં હિંદુસ્તાન જોડેનો વેપાર સર્વ અંગ્રેજોને ખુલ્લો મુકવામાં આવ્યો; અને ચીન જોડેના વેપારનો પટો માત્ર કંપનીને મળ્યો.

### ૨. લોર્ડ હેસ્તીંગ્સનો રાજ્યકારભાર. ( ૧૮૧૩-૧૮૨૩. )

લોર્ડ હેસ્તિંગ્સ ૧૮૧૩ ના અક્ટોબર મહિનામાં કલકતે આવી પુગો. એ એક પ્રખ્યાત લશકરી અમલદાર અને અનુભવી રાજ્ય કારભારી હતો. નવ વર્ષ લગી એણે હિંદુસ્તાનનો વહિવટ ઘણી દ્રઢતા અને

ફતેહમંદીથી ચલાવ્યો, અને બ્રિટિશ રાજ્યને ઘણું બળવાન અને આબાદ કરીને ૧૮૨૩ માં સ્વદેશ પાછો ફર્યો. એની કારકીર્દીમાં નીચે જણાવેલા બનાવો બન્યાઃ—

૧. લોર્ડ હેસ્તિંગ્સે નેપાલના ગુરખા લોકો સામે લડીને તેમનો કેટલોએક મુલક લીધો અને તેમના રાજાને ૧૮૧૬ માં સંધી કરવાની ફરજ પાડી. ૨. એના વખતમાં છેલ્લો મરેઠા સાથનો વિગ્રહ થયો. પેશ્વાની ગાદીનો અંત આવ્યો, અને તેનાં રાજ્યમાં અંગ્રેજી અમલ થયો. (૧૮૧૮). ૩. નાગપોરના રાજા આપા સાહેબે પેશ્વાને મદદ કરવાની મતલબથી બંડ કર્યું, તેને અંગ્રેજોએ હરાવીને નહસાડયો, અને રઘુજી ભોંસલેના પૌત્રને નાગપોરની ગાદી આપી. ૪. મધ્ય હિંદુસ્તાનમાં પીંઢારા નામના લુટારાઓનો ઉપદ્રવ ઘણો વધી પડયો હતો. તેમની સામે એક મોટું લશકર મોકલીને લોર્ડ હેસ્તિંગ્સે એ લુટારાને વીખેરી નાખ્યા, અને લોકને સુખ કર્યું. ૫. હોલકરના સરદારોએ પણ અંગ્રેજો સામે લડાઇ ઉઠાવી હતી, તેમને હરાવીને લોર્ડ હેસ્તિંગ્સે હોલકરને તેના મુલકનો રાજ્ય કારભાર અંગ્રેજોને સોંપવાની ફરજ પાડી. (આ બનાવોનું વિગતવાર વર્ણન નીચે કર્યું છે.)

### ૩. ગુરખા લોકો સાથે વિગ્રહ ( ૧૮૧૪-૧૮૧૬ ).

નેપાલના રાજાએ બતવાલના જમીનદારને કેદ કર્યો હતો, અને ૧૮ બ્રિટિશ પોલીસ અમલદારોને મારી નાખ્યા હતા, તેથી ૧૮૧૪ માં લોર્ડ હેસ્તિંગ્સે લડાઇ ઉઠાવી, અને નેપાલમાં ચાર બાજુએથી ચાર ફોજો મોકલી. જેનરલ ગીલેસ્પીની સરદારી હેઠળ એક ફોજે કલુંગાના કિલ્લાપર હુમલો કર્યો, પણ ગુરખા લોકોએ અંગ્રેજી લશકરના બે હુમલા પાછા વાલ્યા, અને જેનરલ ગીલેસ્પી માર્યો ગયો. બીજી અને ત્રીજી ફોજ સાથે જેનરલ ઉડ અને જેનરલ મારલે નેપાલમાં પેઠા, પણ થોડા વખતમાં

ગુરખા લોકોએ તેમને હાંકી કાઢયા. ચોથી ફોજ જેનરલ ઓકતરલોનીની સરદારી હેઠળ નેપલમાં પેઠી, તેની સામો ગુરખાઓનો વડો સરદાર અમરસીંગ હતો. એકલો એજ અંગ્રેજ સરદાર ગુરખાઓ સામે ફાવ્યો. ગુરખાઓના ઘણા મજબુત અટકાવ છતાં ઓકતરલોનીએ નલાગઢ અને તેમના બીજા કિલ્લા લઇ લીધા, અને ૧૮૧૫ ના એપ્રિલ મહિનામાં મલુનના મજબુત ડુંગરી કિલ્લાને ઘેરો ઘાલ્યો; અમરસીંઘે ઘણી બહાદુરીથી કિલ્લાનો બચાવ કર્યો; પણ અંતે તેને શરણ થવું પડ્યું. આ સર્વથી બહાદુર સરદારનો પરાજય થયાથી ગુરખાઓએ સંધી કરવાની મરજી જણાવી, પણ અંગ્રેજોની માંગણી ઘણી સખત માલમ પડવાથી તેઓએ પાછી લડાઇ ચલાવી. ૧૮૧૬ માં સર ડેવીડ ઓકટરલોની એક મોટી ફોજ સાથે નેપાલની રાજધાનીપર ધસ્યો. અને ખતમન્ડુથી ૫૦ મૈલ દુર મકવાનપુરની લડાઇમાં ગુરખા લશકરને હરાવ્યું, આ હારથી ઘભરાઇને ગુરખા લોકોએ અંગ્રેજોની આગલી માંગણી પ્રમાણે પોતાનો કેટલોએક મુલક આપ્યો અને સંધી કરી (માર્ચ ૧૮૧૬).

### ૪. પેશ્વા જોડે વિગ્રહ (૧૮૧૭-૧૮૧૮).

બાજીરાવ પેશ્વા અંગ્રેજોને ધીક્કરતો હતો, અને સિંઢયા, નાગપોરનો રાજા, અને બીજા સરદારો સાથે મળીને અંગ્રેજો સામે કાવત્રાં કરતો હતો. ૧૮૧૫ માં ગાયકવાડનો વજીર ગંગાધર શાસ્ત્રી પેશ્વા અને ગાયકવાડ વચ્ચેના વાંધાનો નિકાળ કરવાને પેશ્વાની દરબારમાં આવ્યો, તેને પંઢરપુરમાં પેશ્વાના વજીર ત્રિમ્બકજી ડાંગલ્યાએ બાજીરાવની મસલતથી મારી નખાવ્યો. અંગ્રેજના વકીલ એલફિનસ્ટનના માંગવાથી પેશ્વાને પોતાના દુષ્ટ પ્રધાન ત્રિમ્બકજીને અંગ્રેજોને સ્વાધીન કરવાની ફરજ પડી. ત્રિમ્બકજીને થાણાના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો ત્યાંથી તે નાઠો. અને પેશ્વાએ તેને નાણાંની મદદ મોકલી, તેવડે તે ફોજ એકઠી કરવ

લાગ્યો. એલફિન્સ્ટન બાજીરાવની મતલબ સમજી ગયો હતો, તેણે બાજીરાવને ૧૮૧૭ માં અંગ્રેજો સાથે નવા કોલકરાર કરવાની ફરજ પાડી, જેથી અહમદનગર અંગ્રેજોને સ્વાધીન થયું, અને પેશ્વાની સત્તા ઓછી થઈ. પેશ્વાને ક્રોધ ચઢયો, અને પીંઢરા સામે અંગ્રેજોને મદદ કરવાને બહાને તેણે એક મોટી ફોજ પુનાની નજદીક ભેગી કરીને લડાઈ ઉઠાવી.

એલફિન્સ્ટને પણ પુનાની પાસે ખડકી ગામમાં થોડું અંગ્રેજી લશકર ભેગું કર્યું હતું. પેશ્વાનો વિચાર રેસિડનસી (વકીલનું રેહેવાનું મથક) પર હુમલો કરવાનો છે એવું જાણીને એલફિન્સ્ટન પોતે પણ ખડકી જઈ રહયો. ૧૮૧૭ ના નવેમ્બર મહિનામા પેશ્વાએ રેસિડનસી લૂટી, અને ૨૬૦૦૦ માણુસનાં મરેઠી લશકરે ખડકીમાં ૨૮૦૦ માણુસનાં અંગ્રેજી લશકર ઉપર હુમલો કર્યો. પણ અંગ્રેજ સરદાર મેજર ફોર્ડે તેમને હાંકી કાઢયા. જેનરલ સ્મિથ જે પુનાની થોડેક દુર હતો, તે આ લડાઈ પછી તરત આવી લાગો, અને તેણે પુનાનો કબજો લીધો. પેશ્વ પુનું છોડી નાઠો, અને જેનરલ સ્મિથ તેની પાછળ લાગો. કેપટન સ્તૉન્તન ૮૦૦ માણુસ સાથે સીરૂરથી પુને આવતો હતો, તે પુનાથી ૧૬ મૈલ દુર કોરેગામ આગળ આવી પોહોંચ્યો, ત્યારે ૨૫૦૦૦ માણુસનાં મરેઠી લશકરે આ નાની ટુકડીપર હુમલો કીધો. આટલાં થોડાં માણુસોએ ઘણીજ બહાદુરીથી આખો દહાડો મરેઠા સામે લડાઈ કરી. (૧લી જાનેવારી ૧૮૧૮). પેશ્વાનું લશકર પાછું હઠયું. અને પેશ્વા પોતે કર્નાટક તરફ નાઠો; પણ માર્ગમાં અંગ્રેજી લશકર મળવાથી શોલાપુર તરફ પાછો ફર્યો. ૧૮૧૮ ના ફેબરવારી મહીનામાં અંગ્રેજોએ સતારા લીધું, અને જાહેરનામું કાઢીને ગવરનર જેનરલે પેશ્વાને પદભ્રષ્ટ કર્યો, અને તેનું રાજ્ય અંગ્રેજોએ સ્વાધીન લીધું. એજ મહિનામાં જેનરલ સ્મીથ આષ્ટે આગળ પેશ્વાના લશકરની સામો થયો; પેશ્વા નાઠો, અને

તેનો બહાદુર સરદાર ગોખ્લે લડતાં માર્યો ગયો. સતારાનો રાજા જે બાજીરાવના હાથમાં કેદ હતો તે આ લડાઇ પછી છુટો થયો, તેને સતારા અને તેની આસપાસનો થોડો મુલક આપીને અંગ્રેજોએ સતારાની ગાદીએ બેસાડયો. બાજીરાવ થોડો વખત ભટકીને ૧૮૧૮ ના મે મહિનાની ૧૯મી તારીખે સર જોન માલકમને શરણ થયો, જેણે આઠ લાખ રૂપીઆનું વર્ષાશન આપવાનો કરાર કર્યો. પેશ્વાને કાનપુરની પાસે બીઠુર ગામમાં રાખવામાં આવ્યો, જ્યાં તે ૧૮૫૩માં મરણ પામ્યો.

## ૫. આપા સાહેબ જોડે વિગ્રહ. (૧૮૧૭-૧૮૧૮).

૧૮૧૬ માં નાગપોરનો રાજા રઘુજી ભોંસ્લે મરણ પામ્યો ને તેનો ગાંડો છોકરો પરસાજી રાજા થયો. પરસાજીની વતી રઘુજીનો ભત્રીજો આપાસાહેબ રાજ્યકારભાર ચલાવવા લાગ્યો, અને તેણે અંગ્રેજની મદદગાર ફોજ પોતાના રાજ્યમાં રાખવાને કબુલ કર્યું. થોડા વખતમાં આપા સાહેબ પરસાજીને મારી નાખીને ગાદીએ બેઠો, અને પેશ્વા સાથે મળીને અંગ્રેજ સામે કાવત્રાં કરવા લાગ્યો. ૧૮૧૭ ના નવેમબર મહિનામાં આપાસાહેબે ૧૮૦૦૦ માણસ સાથે રેસિડનસીપર હુમલો કર્યો. રેસિડન્ટ મી૦ જેન્કિન્સ પાસે ૧૪૦૦ માણસ હતાં. કેપતાન ફીત્સ-જેરલ્ડે એટલાં થોડાં માણસ સહિત સિતાબલ્ડીની ટેકરી આગળ આપાસાહેબને હરાવ્યો. બીજું અંગ્રેજી લશકર આવી પુગવાથી આપાસાહેબ શરણ થયો અને રેસિડન્ટે બીજી સખત સરતો કરીને તેને પાછો ગાદીએ બેસાડયો. (૧૮૧૮). થોડા વખતમાં આપા સાહેબ પાછો કાવત્રાં કરવા લાગ્યો, તેથી મી૦ જેન્કિન્સે તેને કેદ પકડયો, અને ગવરનર જેનરલના હુકમથી તેને અલાહાબાદમાં કેદ રેહેવાને મોકલ્યો, પણ રસ્તામાં તે નાઠો, અને ઘણો એક વખત ભટકીને પંજાબમાં ગયો, જ્યાં તે મરણ પામ્યો. ગવરનર જેનરલે નાગપોરની ગાદીપર રઘુજીના એક પૌત્રને બેસાડયો.

## ૬. પીંઢારા સામે લડાઈ. (૧૮૧૭-૧૮૧૮).

મધ્ય હિંદુસ્તાનમાં આસરે ૫૦૦૦૦ લુટારાઓના છુટાં છુટાં ટોળાં ભટકતાં હતાં, જેઓ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં લુટફાટ કરતા, અને ગામડાંઓ બાળી નાખીને લોકોને બહુ પીડા કરતા. તેઓના મુખ્ય સરદારો અમીરખાં, કરીમખાં, વસીલ મહમદ અને ચીતુ હતા. ૧૮૧૭ માં લોર્ડ હેસ્તિંગ્સે આ પીંઢારાઓથી થતા ઉપદ્રવનો અટકાવ કરવાને સખત ઉપાયો લીધા, અને પોતે સિંઢયાની રાજધાની ગવાલીઅરમાં આવી રહ્યો. તેણે સર તોમસ હીસલપ અને સર જોન માલકમને એક લાખથી વધારે માણસની ફોજ આપીને એ કામ સોંપ્યું. અમીરખાં પેહેલાં તાબે થયો, અને તેને તાંક સંસ્થાન જાગીરમાં મળ્યું. અંગ્રેજી લશકરે સઘળે ઠેકાણેથી પીંઢારાઓને ઘેરી લઈને તેમને વીખેરી નાખ્યા. કરીમખાં ૧૮૧૮ નાં ફેબ્રુઅરી મહિનામાં સર જોન માલકમને શરણ થયો. વસીલ મહમદ સિંઢયાને શરણ થયો; અને ચીતુએ પેહેલાં મહિદપોરમાં હોલકરની છાવણીમાં આશરો લીધો, અને હોલકરનાં લશકરના પરાજય પછી તે નાઠો અને આસિરગઢમાં ભરાયો. ૧૮૧૯ માં જેનરલ દવતને આસિરગઢ લીધું. ત્યારે ત્યાંથી પણ ચીતુ નાઠો અને જંગલમાં વાઘે તેને મારી નાખ્યો.

## ૭. હોલકર સાથે વિગ્રહ.

૧૮૧૧ માં જશવંતરાવ હોલકરનાં મરણ પછી તેના નાના છોકરા મલ્હારરાવ હોલકરની વતી જશવંતરાવની બાયડી તુલસીબાઈ રાજ્ય ચલાવવા લાગી. ૧૮૧૭ માં હોલકરના સરદારો બાજીરાવ જોડે અંગ્રેજો સામે કાવત્રાં કરતા હતા; અને તુલસીબાઈની મરજી અંગ્રેજો સામે લડવાની નહીં માલમ પડવાથી તેઓએ તુલસીબાઈને મારી નાખી અને અંગ્રેજો સામે લડાઈ ઉઠાવી. હોલકરનાં ૨૦૦૦૦ માણસનાં લશકરને સર

તોમસ હીસલપ અને સર જોન માલકમે મહિદપોરની લડાઇમાં હરાવ્યું (૧૮૧૭). ૧૮૧૮ માં ગવરનર જેનરલ અને મલહારરાવ હોલકર વચ્ચે મંદેસર આગળ સંધી થઇ, જેથી હોલકરે રજપુતો ઉપરના પોતાના દાવા છોડી દીધા, અને બ્રિટિશ સરકારનાં રક્ષણમાં પોતાનું રાજ્ય મેલ્યું.

## પ્રકરણ ૧૧ મું.

### લોર્ડ એમ્હર્સ્ત અને લોર્ડ બેન્તિંક.

#### ૧. લોર્ડ એમ્હર્સ્તનો રાજ્યકારભાર. (૧૮૨૩-૧૮૨૮).

લોર્ડ એમ્હર્સ્ત ૧૮૨૩ ના આગસ્ત મહિનામાં કલકતે આવી પુગો, બ્રહ્મી લોકોએ પોતાનું રાજ્ય છેક બંગાળાની સીમા સુધી ફેલાવ્યું હતું. અને તેઓ સરહદ ઉપર રેહેનારા લોકોને હેરાન કરતા, તેથી ગવરનર જેનરલને ૧૮૨૪ માં તેઓ સામે લડાઇ ઉઠાવવી પડી. અંગ્રેજી લશકરે બ્રહ્મી લોકોનો કેટલીએક લડાઇમાં પરાજય કર્યો, ત્યાર પછી આવાના રાજાએ અંગ્રેજોને કેટલોએક મુલક અને એક કરોડ રૂપીઆ આપીને ૧૮૨૬ માં સંધી કરી. ૧૮૨૫માં ભરતપોરની ગાદી બાબદ ખટપટ ચાલી અને લોર્ડ એમ્હર્સ્તને વચ્ચે પડવાની ફરજ પડી. ભરતપુરનો મજબુત કિલ્લો ૧૮૨૬ ના જાનેવારી મહિનામાં સેનાપતી લોર્ડ કોમ્બરમાયરે લીધો, અને ખટપટનો અંત આવ્યો. ૧૮૨૮ માં લોર્ડ એમ્હર્સ્ત સ્વદેશ ગયો.

#### બ્રહ્મી લોકો સાથનો વિગ્રહ. ( ૧૮૨૪—૧૮૨૬ )

શાહપુરીના બેટમાં લોકનાં રક્ષણને માટે રાખેલા ૧૩ બ્રિટિશ સીપાઇઓને બ્રહ્મી લોકોએ ત્યાંથી હાંકી કાઢયા, અને ત્યાર પછી અંગ્રેજના મિત્ર કાચારનાં રાજાના મુલક ઉપર ચઢાઇ કરી, તેથી લોર્ડ એમ્હર્સ્તે આવાના રાજા સામે લડાઈ ઉઠાવી (૧૮૨૪). સર આરચિબાલ્ડ કેમ્પબેલ ૧૧૦૦૦ માણસો સહિત બ્રહ્મદેશમાં પેઠો અને પેહેલાં રંગુન સર

કર્યું. વરસાદ અને ખોરાકની તંગીને લીધે બ્રિટિશ લશકરને રંગુનમાં પડી રેહેવું પડયું, અને મંદવાડ ઘણો ચાલ્યો. ૧૮૨૪ ના ડીસેમ્બર મહિનામાં પ્રખ્યાત બ્રહ્મિ સરદાર મહાબન્દુલા ૬૦૦૦૦ માણસ સાથે રંગુન આગળ અંગ્રેજી લશકરની સામો થયો, અને બ્રહ્મી લશકરે મોરચા બાંધી તેમની પછવાડે રહી લડવા માડયું. થોડા દિવસમાં અંગ્રેજી લશકરે તેમના મોરચા તોડી નાખ્યા, અને બ્રહ્મી લશકરને હરાવ્યું. બન્દુલા રંગુનથી ૪૦ મૈલ દુર દોનેબ્યુ શેહેરપર હઠી ગયો.

૧૮૨૫ માં અંગ્રેજોએ આસામ અને આરાકાન પ્રાંતો તાબે કીધા, પણ વરસાદ અને મંદવાડથી અંગ્રેજી લશકર બહુ હેરાન થયું. ૧૮૨૫ના એપ્રિલ મહિનામાં જેનરલ કેમ્પબેલે ડોનેબ્યુ શેહેર હલ્લો કરીને લીધું, જ્યારે બન્દુલા માર્યો ગયો. ત્યારપછી જેનરલ કેમ્પબેલ અને બ્રહ્મી લોકોના વચ્ચે પ્રોમ આગલ લડાઇ થઇ જેમાં બ્રહ્મીઓએ હાર ખાધી (૧૮૨૫). ૧૮૨૬ માં કેમ્પબેલે મલુન શેહેર લીધું, અને પાઘાન આગળ બ્રહ્મી લશકરને પાછું હરાવ્યું. સર આરચિબાલ્ડ કેમ્પબેલ આવાથી ૪૦ મૈલને છેટે યાન્ડાબો આગળ આવી લાગો, ત્યારે રાજાએ નીચલી સરતોએ સંધી કરી:—

૧. આવાના રાજાએ આસામ, આરાકાન, અને તેનાસરીમ પ્રાંત અંગ્રેજોને આપવા.

૨. કાચાર અને જૈનત્યા ઉપરથી પોતાના દાવા ઉઠાવવા.

૩. લડાઇના ખરચ બદલ એક કરોડ રૂપીઆ આપવા.

### ૩. ભરતપુરનો વિગ્રહ. (૧૮૨૫-૧૮૨૬).

૧૮૨૫ માં ભરતપુરના રાજાના મરણ પછી ગાદીને માટે તેના ભાઇ બળદેવસીંધ અને તેના ભત્રીજા દુર્જનસાલ વચે તકરાર ઉઠી. અંગ્રેજ સરકારે બળદેવસીંધને ગાદીએ બેસાડયો. થોડા મહિનામાં બળ-

દેવસીંઘ એક નાના બાળકને મેલીને મરણ પામ્યો. દુર્જનસાલે આ બાળકને કેદ કર્યો અને ભરતપુરનો કબજો લીધો. અંગ્રેજ વકીલ સર દેવિડ ઓકતરલોનીએ દુર્જનસાલની સામે થવાને ગવરનર જેનરલને ઘણું સમજાવ્યું, પણ લોર્ડ એમ્હર્સ્તે તેનું માન્યું નહીં; તેથી ઓકતરલોનીએ રાજીનામું આપ્યું. રાજીનામું આપ્યા પછી થોડા મહિનામાં આ શુરો સરદાર હિંદુસ્તાનમાંજ મરણ પામ્યો. એની જગોએ સર ચાર્લ્સ મેતકાફ વકીલ થયો, તે લોર્ડ એમ્હર્સ્તને સમજાવવામાં ફતેહ પામ્યો, અને લડાઇ ઉઠી. સેનાપતિ લોર્ડ કોમ્બરમીયરે ૧૮૨૫ ના ડીસેમ્બર મહિનામાં ભરતપુરને ઘેરો ઘાલ્યો. ભરતપોરની જાડી માટીની દીવાલ ઉપર અંગ્રેજોની તોપોથી કંઇ અસર થઇ નહીં, તેથી લોર્ડ કોમ્બરમીયરે સુરંગ ફોડીને દીવાલ ઉડાવી નાખી, ને હલ્લો કરીને કિલ્લાનો કબજો લીધો. દુર્જનસાલ કેદ પકડાયો, અને અંગ્રેજોએ બળદેવસીંઘના બાળકને ગાદીએ બેસાડયો.

### ૪ લોર્ડ બેન્તિંકનો રાજ્યકારભાર. (૧૮૨૮–૧૮૩૫).

લોર્ડ વિલ્યમ બેન્તિંક ૧૮૨૮ ના જુલાઇ મહિનામાં કલકતે આવ્યો. એના અમલમાં કોઇ સાથે વિગ્રહ થયો નહીં. ટીપુના પ્રખ્યાત પ્રધાન પુર્નીઆનાં મરણ પછી મૈસોરનાં રાજ્યમાં ઘણો ગેરબંદોબસ્ત ચાલવા લાગો, તેથી ૧૮૩૨ માં ગવરનર જેનરલે મૈસોરનો કારભાર એક બ્રિટિશ અમલદારને સોંપ્યો. એ વખતે કુર્ગ પ્રાતની ગાદી ઉપર એક ઘણોજ જુલમી અને નિર્દય રાજા હતો; તેણે પોતાના કુળના દરેક પુરૂષને મારી નાખ્યો હતો, અને રૈયતને ઘણું દુઃખ દીધું હતું; તેથી ૧૮૩૩ માં ગવરનર જેનરલે તેને ગાદીએથી ઉઠાડી મૂકયો, અને કૂર્ગ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો.

લોર્ડ વિલ્યમ બેન્તિંકનો અમલ, એણે જે સુધારા કર્યા તેને માટે પ્રખ્યાત છે. એણે લશકરી અને મુલ્કી ખરચમાં ઘટારો કર્યો; અને દેશીઓને મોટા હોદ્દા આપવાનો ધારો કર્યો. ન્યાય ખાતાંમાં મુનસફ

અને સુદર અમીનો નીમ્યા, અને તેમનો અધિકાર વધાર્યો. સર્વથી મોટો સુધારો જે તેણે કર્યો, તે સતીનો ચાલ બંધ પાડવા વિષેનો કાયદો હતો. અસલના વખતથી બાયડીઓ પોતાના મરણ પામેલા ભરથારો સાથે બળી મરતી. અકબરે એ જંગલી ચાલ બંધ કરવાને કોશેશ કરી હતી, પણ તેમાં તે પુરેપુરો ફતેહ પામ્યો ન હતો. લોર્ડ વિલ્યમ બેન્તિંકે એ ચાલ સામે સખત કાયદો બહાર પાડયો, અને આ ઘાટકી રસમ હિંદુસ્તાનમાંથી તદન નાબુદ કરી.(૧૮૨૯).એ વખતે મધ્ય હિંદુસ્તાનમાં ફાંસીઆ અથવા ઠગ લોકોનો ઉપદ્રવ ઘણો વધી પડયો હતો. આ લોકો મુસાફરો અને જાત્રાળુઓના માર્ગમાં ફર્યા કરતા, અને તેમની સાથે મળી જઇને, લાગ આવે કે તરત તેઓને ગળે ઓચિંતો ફાંસો નાખીને તેમને મારી નાખતા અને તેમનો માલ લઇ નાશી જતા. એ પ્રમાણે પુષ્કળ માણસો માર્યા જતાં, અને તેમનાં સગાં વાહલાંને તેમનો કશો પટો મળતો નહીં. ૧૮૨૯ માં લોર્ડ વિલ્યમ બેન્તિંકે ઠગોને નાબુદ કરવાનું કામ મેજર સ્લીમાનને સોંપ્યું. મેજર સ્લીમાને ઘણા ઠગોને પકડીને સજા કરી, અને બાકીનાઓને જબલપુરમાં લાવી સદઉદ્યોગમાં કામે લાગવાની ફરજ પાડી. વળી લોર્ડ બેન્તિંકે કેળવણી આપવાની રીતમાં સુધારો કર્યો. એના વખતની આગમજ દેશી ભાષાઓની મારફતે કેળવણી આપવાનો ચાલ હતો, તે બંધ પાડી, એણે અંગ્રેજી ભાષાની મારફતે કેળવણી આપવાનો હુકમ કર્યો. એના વખતમાં વરાળની આગબોટો હિંદુસ્તાન અને ઇંગ્લાંડ વચ્ચે ચાલવા માંડી, અને કેપનો રસ્તો બંધ પડીને, લાલ સમુદ્ર અને મિસર દેશમાંથી આવજાવ શરૂ થયો. ૧૮૩૪ માં ઇસ્ટ ઇન્ડયા કંપનીના પટાની મુદત પૂરી થઇ, અને ચીનના વેપારની પણ અંગ્રેજી પ્રજાને છુટ મળી. કંપનીને હાથ ફકત રાજ્ય સત્તા રહી. ૧૮૩૫ ના મે મહિનામાં લોર્ડ બેન્તિંક ઇંગ્લાંડ ગયો, અને નવો ગવરનર જેનરલ ૧૮૩૬ માં હિંદુસ્તાનમાં આવ્યો, ત્યાં સુધી સર ચાર્લસ મેતકાફે ગવરનર જે-

નરલનો ઓદ્ધો ચલાવ્યો. મેતકાફે એક કાયદો બાંધીને હિંદુસ્તાનના છાપાને છુટ આપી, અને તેના ઉપરની બંધી કાઢી નાખી (૧૮૩૫).

## પ્રકરણ ૧૨ મું.

## લોર્ડ ઓકલેંડ અને લોર્ડ એલનબરો.

### ૧. લોર્ડ ઓકલેંડનો રાજ્ય કારભાર. (૧૮૩૬–૧૮૪૨).

લોર્ડ ઓકલેન્ડ ૧૮૩૬ ના માર્ચ મહિનામાં આવી પુગો. એના વખતમાં અયોઢયાની ગાદી બાબદ ખટપટ ચાલી, અને હુલડ થયું; પણ અંગ્રેજી ફોજે તે બેસાડી દીધું (૧૮૩૭). ૧૮૩૯ માં સતારાનો રાજા અંગ્રેજો સામે કાવત્રાં કરવા લાગો, તેને ઉઠાડી મુકીને અંગ્રેજોએ ૧૮૪૦ માં તેના ભાઇ આપાસાહેબને ગાદીએ બેસાડ્યો. એના વખતમાં ૧૮૪૦ થી ૧૮૪૨ સુધી ચીન સાથે લડાઇ ચાલી. હિંદુસ્તાનથી ચીનમાં આવતાં અફીણનો ચીનના મહારાજાએ અટકાવ કર્યો, ત્યારે વેપારીઓ ચોરીથી ચીનમાં અફીણ લઇ જવા લાગ્યા. આ ચોરી અટકાવવાને ચીની અમલદારોથી અંગ્રેજ રૈયત અને વેપારીને પીડા થવા લાગી, તેથી લડાઇ ઉઠી. લોર્ડ ઓકલેન્ડે સર હ્યુ ગોફને લશકર આપી ચીનમાં મોકલ્યો, જેણે કેટલેક ઠેકાણે જય મેળવ્યો. ૧૮૪૨ માં અંગ્રેજોને હોંગકોંગ બેટ આપીને, અને ચીનના ચાર બંદરોમાં વેપાર કરવાની છુટ આપીને ચીનની સરકારે સંધી કરી. સર્વથી મોટો બનાવ જે લોર્ડ ઓકલેન્ડના અમલમાં બન્યો તે અફગાન લોક સાથનો વિગ્રહ હતો. આ વિગ્રહનો અંત આવે તેની આગમચ લોર્ડ ઓકલેન્ડ ૧૮૪૨માં ઇંગ્લાંડ પાછો ફર્યો.

### ૨. લોર્ડ એલનબરોનો રાજ્ય કારભાર. (૧૮૪૨–૧૮૪૪).

લોર્ડ એલનબરો ૧૮૪૨ ના ફેબ્રવારી મહીનામાં કલકતે આવી પુગો. એણે અફઘાન લોકો સાથની લડાઇનો અંત આણ્યો; અને ૧૮૪૩ માં સિંધના અમીરો સામે લડાઇ ઉઠાવીને સિંધ દેશ અંગ્રેજી રાજ

સાથે જોડી દીધો. વળી એજ વર્ષમાં ગવાલીઅરમાં તોફાન જાગ્યું, તે એલનબરોએ લડાઇ કરીને નરમ પાડયું. કંપનીના ડીરેકટરો જોડે મત ફેર થયાથી ૧૮૪૪ માં લોર્ડ એલનબરોને પાછો બોલાવી લીધામાં આવ્યો.

**૩. અપૂગાન લોકો સાથે વિગ્રહ.** (૧૮૩૮-૧૮૪૨).

લોર્ડ વિલ્યમ બેન્તિંકના અમલમાં અફઘાનિસ્તાનના રાજા શાહ સુજાને તેના ભાઇ મહમુદે ગાદીએથી ઉઠાડી મુકયો હતો, તેથી શાહસુજા હિંદુસ્તાનમાં આવી અંગ્રેજોને આસરે લુઠીઆનામાં રહ્યો હતો. મહમુદને બારકજાઇ જાતના અફઘાનોએ મારી નાખ્યો, અને તેઓનો સરદાર દોસ્તમહમદ અફઘાનિસ્તાનનો રાજા થયો. અફઘાનિસ્તાનમાં રૂશીઅન લોકોનો પગપેસારો અટકાવવાને લોર્ડ ઓકલેન્ડે દોસ્ત મહમદને અંગ્રેજ સરકારનો મિત્ર કરી રાખવાને ઠરાવ કર્યો, અને તે માટે ૧૮૩૭માં દોસ્ત મહમદની દરબારમાં એક એલચી મોકલ્યો. દોસ્ત મહમદે અંગ્રેજોની મૈત્રી કબુલ કરી નહીં, તેથી શાહસુજાને અફઘાનિસ્તાનની ગાદીએ બેસાડવાની મતલબથી ૧૮૩૮ માં લોર્ડ ઓકલેન્ડ દોસ્તમહમદ સામે લડાઇ ઉઠાવી.

૧૮૩૪ ના જુન મહિનામાં ગવરનર જેનરલે પંજાબના બળવાન રાજા રંજીતસીંઘ સાથે સંધી કરી, અને સર જોન કીનની સરદારી હેઠળ બોલાનઘાટને રસ્તે અફઘાનિસ્તાનમાં લશકર મોકલ્યું. સર જોન કીન ૧૮૩૯ ના મે મહિનામાં કંધાર શેહેરમાં આવી પુગો, અને તેણે શાહસુજાને ગાદીએ બેસાડયો. ત્યારપછી ગીઝની શેહેર સર કરી સર જોન કીને કાબુલ ઉપર કુચ કરી. દોસ્ત મહમદ કાબુલ છોડી બોખારા તરફ નાઠો. સર જોન કીને કાબુલમાં શાહસુજાને તખતનસીન કર્યો. (આગસ્ત ૧૮૩૯). થોડું લશકર કાબુલ અને કંધારમાં શાહસુજાના રક્ષણને માટે રાખીને બાકીનું લશકર લઇને સર જોન કીન હિંદુસ્તાનમાં પાછો ફર્યો. સર વિલ્યમ મેકનાટન અંગ્રેજોના વકીલ તરીકે શાહસુજાની દરબારમાં

રહ્યો. ૧૮૪૦ માં જેનરલ સેલે પરવાનની લડાઈમાં દોસ્તમહમદને હરાવ્યો. દોસ્તમહમદ થોડા વખતમાં સર વિલ્યમ મેકનાટનને શરણ થયો, અને તેને હિંદુસ્તાનમાં રાખવામાં આવ્યો.

૧૮૪૧ ના અકટોબર મહિના સુધી અફઘાનીસ્તાનમાં શાંતી રહી, અને ત્યારપછી તરતજ ખીલજી જાતના અફઘાન લોકો અંગ્રેજો સામે ઉઠયા. સર રોબર્ટ સેલ થોડાં માણસ સાથે જલાલાબાદ જતો હતો તેના ઉપર ખીલજીઓએ હુમલો કર્યો, પણ સેલ ઘણો બાહાદુરીથી લડીને જલાલાબાદ જઈ પુગો. ત્યાંનો કિલ્લો સમારીને સેલે પોતાના થોડાં માણસો સહિત તેમાં આશરો લીધો, અને ઘણા મહિના સુધી અફઘાનો સામે ઘણી બાહાદુરીથી કિલ્લાનો બચાવ કીધો. થોડા વખતમાં ખીલજીઓને જોઇને આખા દેશમાં અફઘાનો અંગ્રેજો સામે ઉઠયા. દોસ્ત મહમદનો છોકરો અકબરખાં તેઓનો મુખ્ય સરદાર હતો. કાબુલમાં સર એલેકઝાનડર બર્નસ અને બીજા અંગ્રેજ અમલદારોને અફઘાન લોકોએ મારી નાખ્યા, અને અંગ્રેજના વકીલ સર વિલ્યમ મેકનાટનને સલાહ કરવાને બાહાને બોલાવીને મારી નાખ્યો. સેલની માફક જેનરલ નોટ પણ કંધારમાં બાહાદુરીથી ટકી રહ્યો હતો; પણ કાબુલ માંહેલા અંગ્રેજ અમદારોએ ધભરાટમાં પડી હિમત છોડી દીધી, અને અંગ્રેજોને નીચું લગાડે એવી સરતો કબુલ કરીને અને શાહસુજાને એકલો મુકીને અંગ્રેજી લશકરે ૧૮૪૨ ના જાનેવારી મહિનામાં હિંદુસ્તાન ભણી કુચ કરી. અફઘાન લોકોએ અંગ્રેજી લશકરને સહી સલામત જવા દેવાનું વચન આપ્યું હતું તે પાળ્યું નહીં, અને માર્ગમાં અંગ્રેજી લશકર ઉપર હુમલા કર્યા, અને તેને ઘણું હેરાન કર્યું. કૂર્ડ કાબુલ ઘાટમાંથી પસાર થતાં અફઘાનોના હુમલાથી અંગ્રેજોના ૩૦૦૦ માણસ માર્યાં ગયાં, અને ટાઢ અને ભુખથી ઘણાં માણસો મુઆં. અકબરખાંએ સ્ત્રી અને કબીલા વાળા અમલદારોનું રક્ષણ કરવાને અને તેમને સહીસલામત જલાલાબાદ

પોહોંચાડવાને પોતાની મરજી જણાવી. અંગ્રેજોને બીજો ઉપાય નહીં હોવાથી તેઓએ અકબરખાંની માંગણી કબુલ રાખી, અને કેટલાએક અમલદારો અને લેડી મેકનાટન, લેડી સેલ, અને બીજી સ્ત્રીઓ અકબરખાંને શરણ ગયાં, જેણ તેઓને કેદી તરીકે રાખ્યાં. બાકીના માણસોએ હિંદુસ્તાન તરફ કુચ કરી. દાકતર બ્રાઇડન શિવાય સઘળાં માર્ગમાં માર્યાં ગયાં. દાકતર બ્રાઇડન એકલો આ દુખદાયક બનાવની ખબર લઇ જલાલાબાદ પોંહોંચી શકયો. અંગ્રેજી લશકરના પાછા ફરવા પછી ત્રણ માસમાં અફઘાનોએ શાહસુજાને પણ મારી નાખ્યો.

લોર્ડ ઓકલેન્ડ આ વખતે ઇંગ્લાંડ ગયો, અને લોર્ડ એલનબરો ગવરનર જેનરલ થયો, તેણ જેનરલ પોલકને ખૈબર ઘાટને રસ્તે, અને જેનરલ ઇંગ્લાંડને બોલાન ઘાટને રસ્તે, સેલ અને નોટની મદદે, અને અંગ્રેજ બંધવાઓને છોડવવાને, મોકલ્યા. જેનરલ પોલક ઘણી મુશકેલીથી જલાલાબાદ જઈ પુગો અને સેલને સાથે લઇને તેણ કાબુલ તરફ કુચ કરી. માર્ગમાં ઘણીએક લડાઇ કર્યા પછી પોલક કાબુલમાં આવી પોંહોંચ્યો. જેનરલ ઇંગ્લાંડ પણ કંધારમાં આવી પુગો, અને નોટે પણ કાબુલ તરફ કુચ કરવા માંડી. માર્ગમાં નોટે ગીઝનીના હાકેમ સમસુદીનને હરાવ્યો, અને ગીઝની સર કરી ત્યાંનાં શુખડના બારણાં જે ૧૦૨૫ માં મહમુદ સોમનાથનાં દેહેરાંમાંથી લઇ ગયો હતો, તે લઇને પાછળથી આગ્રે મોકળ્યાં. પછી નોટ પણ કાબુલમાં પોલક અને સેલને આવી મળ્યો. અંગ્રેજ અમલદારો અને સ્ત્રીઓ જે અકબરખાંના કબજામાં હતાં તેમને તેમના રખેવાળને લાંચ આપીને સર રોબર્ટ સેલે છોડવ્યાં, અને કાબુલનાં મોટાં બજારનો નાશ કરીને અંગ્રેજી લશકર પાછું ફર્યું. (૧૮૪૨) હિંદુસ્તાનમાં દોસ્ત મહમદ અને બીજા અફઘાનો હતા તેમને પોતાને દેશ જવાને બ્રિટિશ સરકારે રજા આપી.

## ४. सिंधनो विग्रह. (१८४२-१८४३).

सिंधना अमीरोने अंग्रेजो जोडे बनतुं नहीं; अने सिंध प्रांत अने ब्रिटिश हिंदुस्तान वचेना वेपारने तेओ हमेशां घणी अडचण करता हता. वळी अफघान लोको साथना विग्रहने वखते ब्रिटिश फोजने तेमना मुलकमांथी पसार थतां आ अमीरोथी घणी हरकत थइ हती. आ कारणोने लीधे १८४२ ना अकटोबर महिनामां लोर्ड एलनबरोए सर चार्ल्स नेपीअरने अमीरो साथे संधी करवाने मोकल्यो. अमीरोए संधी करवाने बदले अंग्रेजी वकील मेजर औट्रामनां रेहेठाण उपर हुमलो कर्यो अने विग्रह आरंभ्यो. मेजर औट्राम घणो बाहादुरीथी लडयो, अने सिंधु नदीमां पोतानी आगबोट हती ते उपर तेणे आशरो लीधे (१८४२). थोडा वखतमां सर चार्ल्स नेपीअर अंग्रेजी लशकर साथे अमीरोनी सामो गयो. हेद्राबादथी छ मेल दुर मीआनी आगळ तेणे अमीरोनां लशकरने हराव्युं, जेथी छ अमीरो अंग्रेजोने शरण आव्या (१८४३). एज वर्षमां मीरपुरनो अमीर मोटी फोज साथे हैद्राबाद आगळ अंग्रेजोनी सामो थयो, पण तदन हार्यो. आखो सिंध प्रांत तरत अंग्रजोने ताबे थयो, अने लोर्ड एलनबरोए तेने ब्रिटिश राज्य साथे जोडी दइने अमीरोने काशीमां नजरकेद राख्या. सर चार्ल्स नेपीअर सिंधनो पेहेलो कमीशनर थयो.

## ५. गवालीअरनो विग्रह. (१८४३).

१८४३मां गवालीअरनो राजा जंकोजी अपुत्र मरण पाम्यो, अने तेनी राणीए बादशाही कुटुंबना एक बाळकने दत्तपुत्र करी लीधो. आ बाळकनी वती राज्य कारभार चलाववाने महाराणी अने (जंकोजीना मामा) मामा साहेब वच्चे तकरार उठी. अंग्रेज वकीले मामा साहेबनो पक्ष खेंच्यो, पण महाराणीना साथीओए तेनुं कांइ चालवा दीधुं नहीं. अंग्रेज वकीलने टेको आपवाने गवरनर जेनरल अने सर ह्यु गोफ

ફોજ લઇ ગવાલીઅર ગયા, પણ મરેઠા સામા થયા તેથી લડાઇ ઉઠી. સર હ્યુ ગોફે મહારાજપોર આગળ ગવાલીઅરનાં લશકરના એક ભાગનો પરાજય કર્યો, અને તેજ દહાડે પનીઆર આગળ જેનરલ ગ્રેએ મરેઠાની બીજી ટુકડીને હરાવી (૨૯ મી ડીસેમ્બર ૧૮૪૩). મરેઠા અંગ્રેજને તાબે થયા, અને ગવરનર જેનરલની મરજી માફક માંડલિક રાજ્ય સ્થાપી તેઓએ સંધી કરી.

## પ્રકરણ ૧૩ મું.

## લોર્ડ હાર્ડિંજ અને લોર્ડ ડેલ્હુસી.

### ૧. લોર્ડ હાર્ડિંજનો રાજ્યકારભાર. (૧૮૪૪–૧૮૪૮).

સર હેનરી હાર્ડિંજ ૧૮૪૮ માં કલકતે આવી પુગો. એણે ફતેહમંદીથી પંજાબના સીખ લોકો સાથની લડાઇ ચલાવી, અને સીખ લોકોને નરમ પાડયા. સીખ લોકો સાથના વિગ્રહનો ફાયદાકારક અંત લાવવાને માટે એને ઉમરાવની પદવી મળી. આ લડાઇ ઉપરંત એણે પોતાની કારકીર્દીમાં કેટલાએક સુધારા કર્યા, ફાંસીઆ ઠગોનો ઉપદ્રવ અને સતીનો જંગલી ચાલ હજુર સુધી હિંદુસ્તાનના કેટલાએક ભાગમાં ચાલતો હતો, તેનો એણે અટકાવ કર્યો. દીકરીઓને મારી નાખવાનો અને માણસનો ભોગ આપવાનો ચાલ કેટલીએક જાતોમાં હતો તે અટકાવવાનો એણે બંદોબસ્ત કર્યો. હિંદુસ્તાનનાં કેટલાએક મોટાં શેહેરોમાં કેટલીએક વેપારની ચીજો ઉપર દરવાજા આગળ જે જગાત લેવામાં આવતી હતી તે એણે બંધ કરી. એણે તાજ મહાલ અને બીજી સુંદર ઇમારતોને સારી સ્થિતિમાં રાખવાના ઉપાય લીધા. એ પ્રમાણે સુધારા કરીને આ ભલો ગવરનર જેનરલ ૧૮૪૮ ની શરૂઆતમાં ઇંગ્લાંડ ગયો.

### ૨. પંજાબનો પેહેલો વિગ્રહ. (૧૮૪૫–૧૮૪૬).

પંજાબનો બળવાન રાજા રંજીતસીંધ ૧૮૩૯ માં મરણ પામ્યો, ત્યાર પછી તેનાં રાજ્યમાં ઘણો ગેરબંદોબસ્ત ચાલવા લાગો, અને રાજા

પ્રધાન વગેરે સરદારોનાં ખુનો થવાં માંડયાં. ૧૮૪૫ માં લાહોરની ગાદી પર રંજીતસીંઘનો છોકરો ધુલપસીંઘ હતો, અને રાજ્ય કારભાર ચલાવવાને ખાલ્સા નામની સીખ સરદારોની એક રાજ્ય સભા ઠરી હતી. બળવાન સીખ ફોજ લડાઇ કરવાને ઘણી આતુર હતી, તેથી માંહોમાંહે સરદારોમાં લડાઇ ઉઠશે એવી ધાસ્તીથી રાજ્યકર્તાઓએ અંગ્રેજોના મુલક ઉપર ચઢાઇ કરાને ફોજનું ધ્યાન રોકવાને ફાયદાકારક વિચાર્યું. સીખ દરબારનો આવો મામલો જોઇને ગવરનર જેનરલે એક મોટી ફોજ પંજાબની સરહદ ઉપર રાખી હતી, અને શીખ લોકો જેવા સતલજ નદી ઉતરી આ પાર આવ્યા કે તરત તેણે લડાઇનું જાહેરનામું બહાર પાડયું. (ડીસેમ્બર ૧૮૪૫). સેનાપતિ સર હ્યુ ગોફે ૧૧૦૦૦ માણસો સહિત સીખ લોકોની ૩૦૦૦૦ માણસોની ફોજને મુડકીની લડાઇમાં હરાવી (૧૮ મા ડીસેમ્બર ૧૮૪૫). આ લડાઇમાં સર રોબર્ટ સેલ ઘાયલ થયો, અને થોડા વખતમાં મરણ પામ્યો.

ગવરનર જેનરલ બીજે દહાડે અંગ્રેજી ફોજને આવી મળ્યો. અને પોતાના મોટા ઓધ્ધાની દરકાર રાખ્યા વગર સર હ્યુ ગોફના હાથ હેઠળ ઉપ સેનાપતિની પદવી ધારણ કરી લડવામાં સામેલ થયો. મુડકી અને ફીરોજપોરની વચ્ચે ફીરોજશાર આગળ સીખ લોકોની મોટી ફોજ પડી હતી, તેપર સર હ્યુ ગોફે હુમલો કર્યો. આ જગાએ ભારે યુદ્ધ થયું અને ગોફે સીખ ફોજને હઠાવી તેમની ૭૦ તોપો જીતી (૨૨મા ડીસેમ્બર ૧૮૪૫). દારૂગોળો ખુટવાથી અંગ્રેજી ફોજથી સીખ ફોજની પાછળ લાગવાનું બન્યું નહીં. ૧૮૪૬ ના જાનેવારી મહિનામાં સીખ સરદાર ગુલાબસીંઘે બદીવાલ આગળ સર હેરી સ્મીથને હરાવ્યો, પણ સ્મીથને લશકરની મદદ આવી મળવાથી તે સીખ ફોજ ઉપર ધસ્યો, અને આલિવાલ આગળ તેણે પુરો જય મેળવ્યો. (૨૮ મી જાનેવારી ૧૮૪૬).

સર હેરી સ્મીથ ત્યાર પછી સર હ્યુ ગોફને મળી ગયો, ને ગોફે

સતલજ નદી ઉતરી પંજાબમાં પેસવાનો વિચાર કર્યો. સોબ્રાઓન આગળ તેજસીંઘની સરદારી હેઠળ સીખ ફોજ પડી હતી તે ઉપર ગોફે હુમલો કર્યો (૧૦મી ફેબરવારી ૧૮૪૬). લડાઇની શરૂઆતમાં તેજસીંઘ નાઠો, પણ ઘરડો શામસીંઘ ઘણી બહાદુરીથી લડયો, અને માર્યો ગયો. ઘણો વખત સુધી સીખ લોકોએ લડાઇ ચાલુ રાખી, પણ અંતે તેમને હઠવું પડયું, અને સતલજ ઓળંગતાં હજારો મુઆ. અંગ્રેજી લશકર પંજાબમાં પેઠું, અને લાહોર સર કરી શીખ સરદારોને સંધી કરવાની ફરજ પાડી. સંધીની સરતઃ—૧. પંજાબના રાજાએ સતલજ અને બીયા વચ્ચેનો પ્રાંત અંગ્રેજોને આપવો; ૨. લાહોરની ગાદીપર ધુલપસીંઘ રેહે અને તે ઉમરે પુગે ત્યાંસુધી રાજય સભાએ અંગ્રેજી વકીલની સલાહ પ્રમાણે રાજ્ય ચલાવવું. ૩. લડાઇનો સઘળો ખરચ સીખ સરદારે અંગ્રેજોને આપવો; ૪. રાજ્યનાં રક્ષણને માટે એક અંગ્રેજી ફોજ લાહોમાં રેહે તેનો ખરચ સીખ રાજાએ આપવો.

### ૩. લોર્ડ ડેલ્હુસીનો રાજ્યકારભાર. (૧૮૪૮-૧૮૫૬).

લોર્ડ ડેલ્હુસી ૧૮૪૮ માં કલકતે આવી પુગો. એની મરજી હિંદુસ્તાનમાં શાંતી જાળવી રાખવાની હતી, પણ સીખ લોકોએ લડાઇ ઉઠાવવાની એને ફરજ પાડી. સેનાપતિ લોર્ડ ગોફે કેટલીએક લડાઇઓમાં સીખ લોકોને હરાવ્યા, અને લોર્ડ ડેલ્હુસીએ ૧૮૪૯ માં પંજાબ અંગ્રેજી રાજય સાથે જોડી દીધું. પંજાબનો રાજયકારભાર ચલાવવા માટે કમીશનરો નીમ્યા, જેમાં પ્રખ્યાત ભાઇઓ સર હેનરી અને સર જોન લોરેન્સ મુખ્ય હતા, ત્યાર પછી બ્રહ્મી લોકો સાથનો બીજો વિગ્રહ ચાલ્યો. બ્રહ્મી અમલદારોએ બ્રિટિશ રૈયતને દુઃખ દીધું હતું. જેથી જનરલ ગોડવીને આવાના રાજાને હરાવીને તેનો પેગુ પ્રાંત અંગ્રેજોને આપવાની ફરજ પાડી. ૧૮૪૮ માં સતારાનો રાજા અને ૧૮૫૩ માં નાગપોરનો રાજા અપુત્ર મુઆ, અને તેઓએ કોઇને દતપુત્ર કરી લીધા હતા નહીં, તેથી

ગવરનર જેનરલે સતારા અને નાગપોરનાં રાજ્ય ખાલસા કર્યાં. અયોઢયાના રાજ્યમાં ઘણો ગેરબંદોબસ્ત ચાલતો હતો, અને રૈયતપર ઘણો જુલમ પડતો હતો, તેથી ૧૮૫૬ માં નવાબને પેનશન બાંધી આપીને અયોઢયાનો પ્રાંત પણ લોર્ડ દેલ્હુસીએ ખાલ્સા કર્યો.

લોર્ડ દેલ્હુસીના વખતમાં પેહેલ વેહેલી લોઢાંની સડક હિંદુસ્તાનમાં બાંધવામાં આવી, અને થોડા વખતમાં દેશના જુદા જુદા ભાગમાં આગગાડી ચાલવા લાગી, અને તારની મારફતે સંધેસા જવા લાગા. એના વખતમાં વળી સડકો, પુલો, બરાકો વગેરે મોટી સરકારી ઇમારતો બાંધવાની શરૂઆત થઇ, અને નાણાંની મોટી રકમ રોકાઇ. આઠ વર્ષ બ્રિટિશ હિંદુસ્તાનનો રાજ્યકારભાર ચલાવી લોર્ડ દેલ્હુસી ૧૮૫૬ માં ઇંગ્લાંડ ગયો.

## ૪. પંજાબનો બીજો વિગ્રહ. (૧૮૪૮–૧૮૪૯).

૧૮૪૮ માં મુલતાનના સીખ હાકેમ મુળરાજે રાજીનામું આપ્યાથી લાહોરની સરકારે ખાનસીંઘને હાકેમ નીમ્યો. ખાનસીંઘ સાથે વાન્સ એગન્યુ અને એન્દરસન નામના બે અંગ્રેજ અમલદારો મુલતાન ગયા. તેઓને મુળરાજની મસલતથી મારી નાખવામાં આવ્યા. મુળરાજે ખુનીઓને ઇનામ આપ્યાં, અને બળવો કર્યો. પંજાબના બીજા ભાગમાં પણ સીખ લોકો ઉઠયા, અને આખા દેશમાં ગડબડ થઇ રહી. ભાવલપોરના નવાબે અંગ્રેજની મૈત્રી છોડી નહીં, અને શીખ લોકો સામે અંગ્રેજને મદદ કરી. એડવર્ડસ નામનો એક જુવાન લશકરી અમલદાર મુલતાનની પડોસમાં હતો, તેણે કરનલ કોર્તલાન્ડ સાથે મળીને કીનેરી અને સદુસામ આગળ બળવાખોરોને હરાવ્યા, અને મુળરાજને મુલતાનમાં ભરાવાની ફરજ પાડી. ડીસેમ્બર મહિનામાં જેનરલ વિશ લશકર સહિત મેજર એડવર્ડસને મળી ગયો, અને તેઓએ મુલતાનને ઘેરો ઘાલ્યો. શેરસીંઘ નામનો સીખ સરદાર જે અંગ્રેજની સાથે હતો તે એ વખતે પોતાની ફોજ

સહિત શત્રુ ભાગી ગયો, તેથી અંગ્રેજો જલદી મુલતાન લઇ શકયા નહીં; પણ ૧૮૪૯ ના જાનેવારી મહિનામાં જેનરલ વિશે મુલતાન હલ્લો કરી લીધું અને મુળરાજ પકડાયો.

આખા પંજાબના શીખ લોકો ઉઠયા હતા, તેથી લોર્ડ ગોફે જલદીથી ફીરોજપોરમાં એક લશકર ભેગું કર્યું, અને રામનગર આગળ શત્રુની સામે થયો. રામનગરની લડાઇમાં તેણે શત્રુને હરાવ્યા, અને ચીનાબ નદી ઉતરી જવાની તેમને ફરજ પાડી. પછી ચિલિઅનવાલા આગળ લોર્ડ ગોફ અને શેરસીંઘ વચ્ચે ભારે યુદ્ધ થયું. (જાનેવારી ૧૮૪૯). સીખ લોકો હાર્યા, પણ અંગ્રેજ અમલદારો અને સીપાઇઓ એટલાતો માર્યા ગયા, કે હિંદુસ્તાનમાં અને ઇંગ્લાંડમાં પોકાર થઇ રહ્યો. સર્વે લોર્ડ ગોફને ઉદ્ધત ગણી ઠપકો આપવા લાગ્યા, અને ઇંગલાંડથી સર ચાર્લ્સ નેપીઅરને લોર્ડ ગોફની જગાપર સેનાપતિ નીમીને મોકલ્યો.

જેનરલ વિશ મુલતાનનાં રક્ષણને માટે મેજર એડવર્ડસને રાખીને લોર્ડ ગોફ સાથે મળી ગયો, અને સીખ ફોજે ગુજરાત આગલ પડાવ નાખ્યો. સર ચાર્લ્સ નેપીઅર હિંદુસ્તાનમાં આવે તેની આગમજ લોર્ડ ગોફે સીખ ફોજનો ગુજરાતની લડાઇમાં ઘાન વાલ્યો, અને તેમને હથીઆર છોડી દેવાની ફરજ પાડી (ફેબ્રુઅરી ૧૮૪૯). સઘળે ઠેકાણે સીખ લોકો તાબે થયા, અને ૧૮૪૯ ના માર્ચ મહિનામાં લોર્ડ ડેલ્હુસીએ પંજાબ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથ જોડી દીધો, અને ધુલપસીંઘને પેનશન બાંધી આપ્યું. મુળરાજની તપાસ થઇ અને વાન્સ એગન્યુ અને એન્ડરસનનાં ખુન કરવામાં તેની સામેલગીરીને માટે તેને દેશનિકાલ કર્યો.

## લોર્ડ કલાઈવનો હેવાલ.

લોર્ડ કલાઇવ ઇ. સ. ૧૭૨૫ માં જનમ્યો હતો. એ ૧૭૪૩ માં એક કારકુન તરીકે ઇસ્ટ ઇંડીયા કંપનીની નોકરીમાં મદ્રાસ આવ્યો. એ આ-

કરી નહીં ગમ્યાથી એ લશ્કરી ચાકરીમાં રહ્યો. એક સિપાઇને શોભા
લગાડે તેવા ગુણ એનામાં હોવાથી એ જલદીથી પ્રખ્યાત થયો. ૧૭૫૧
માં એણે કર્નાટકની રાજધાની આર્કટને ઘેરો ઘાલ્યો, ને ૧૭૫૧ માં આ-
રની આગળ ચન્દા સાહેબના છોકરા રાજા સાહેબને હરાવ્યો. ૧૭૫૨ માં
ફતેહઆબાદ નામનું એક શેહેર તથા મિનારો જે દુપ્લીએ બંધાવ્યાં
હતાં તેનો એણે નાશ કર્યો. એજ વર્ષમાં એણે ફ્રેન્ચોને ત્રિચીનોપોલી
આગળ હરાવ્યા તથા કવલોંગને ચિંગલપટના કિલ્લા હાથ કરીને ક-
ર્નાટકના આગળા નવાબ અનવારૂદીનનાં છોકરા મહમદઅલીને નવાબ
બનાવવામાં ફતેહ પામ્યો, અને તરત પોતાને સ્વદેશ ગયો. ઈ. સ. ૧૭૫૫
માં એ ફોર્ટ સેન્ટ ડેવીડના હાકેમ તરીકે હિંદુસ્તાન પાછો ફર્યો. ૧૭૫૬
માં ઘેરીઆ નામનો મરેઠા દરીઆઇ લુટારાઓનો કિલ્લો એણે કબજ
કીધો, ને તેઓના સરદાર તુલાજી આંગરીઆને તેમાંથી હાંકી કાઢયો.
એજ વર્ષમાં એને બંગાળે મોકલવામાં આવ્યો. ૧૭૫૭ માં એણે ફ્રેન્ચ
લોકોનું ચંદ્રનગર શેહેર લીધું, અને સુરાજ-ઉદ-દવલાને પ્લેસીની લ-
ડાઇમાં હરાવી તેના સરદાર મીરજાફરને તેને બદલે નવાબ કીધો. ૧૭૫૮
માં કલાઇવે દીલ્હીના શેહેનશાહ શાહઆલમ અને આઉદના સુબા સુજા-
દવલા સામે મિરજાફરનો બચાવ કીધો. તેથી મિરજાફરે કંપની તરફથી
કલકતાની આસપાસની જગાનું દર વર્ષે જે ત્રણ લાખ રૂપીઆ પોતાને
ભાડું મળતું હતું તે કલાઇવને તેની જીંદગી સુધી આપવા કબુલ કર્યું.
ઈ. સ. ૧૭૬૫ માં દીલ્હીના બાદશાહ શાહઆલમે બંગાળા, બહાર, ને
ઓરિસા પ્રાંતોનું મેહેસુલ એકઠું કરવાનો હક અંગ્રેજોને આપ્યો. એણે
કંપનીના નોકરોનો પગાર વધારી આપ્યો, ને તેમને ખાનગી વેપાર કરતા
બંધ પાડયા. તથા અંગ્રેજી લશકર જયારે લડાઇપર જાય ત્યારે તેમને
બેવડું ભાથું આપવાનો ધારો કાઢયો. જે ૬૦૦૦૦ પોંડ મિરજાફરે પો-
તાના વશિયતનામામાં કલાઇવને આપવા જણાવ્યા હતા, તે રકમ કલા-

ઇવે ઘાયલ થયલા તથા માંદગી ભોગવનારા સિપાઇઓના ફંડમાં નાખવા કંપનીને હવાલે કીધી. એની કીર્ત્તિની અદેખાઇ કરી એની સામે રાજમાં એક ટોળી ઉભી થઇ, જેઓએ એનીપર કેટલાંક તોહમત મુકયાં ને એની તપાસ ચાલી. પણ એનાપર એકે તોહમત સાબીત થયું નહીં. એ ઇ. સ. ૧૭૭૪ માં મરણ પામ્યો. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો પાયો એણે નાખ્યો હતો.

## ચન્દા સાહેબનો હેવાલ.

આર્કટનો નવાબ દોસ્તઅલી જે ઇ. સ. ૧૭૪૦ માં અમ્બુરની લડાઇમાં મરેઠા સામે લડતાં માર્યો ગયો હતો તેનો એ વજીર ને જમાઇ હતો. એને હુસેન દોસ્તખાં પણ કહેતા. ઇ. સ. ૧૭૪૧ માં મરેઠી સરદાર મોરારીરાવે એને સતારાનાં કિલ્લામાં કેદ કીધો હતો. ૧૭૪૮ માં ડુપ્લીએ મોરારીરાવને સાત લાખ રૂપીઆ આપી ચંદા સાહેબને છુટો કીધો હતો. ૧૭૪૯ માં આર્કટની ગાદીના વારસ અનવારૂદીન સામે તેણે ગાદીનો દાવો કીધો. પછી બેઉ જણ વચ્ચે લડાઇ થઇ, તેમાં ફ્રેન્ચોએ ચંદા સાહેબને મદદ આપી હતી, ને ઇંગ્રેજોએ અનવારૂદીનને મદદ આપી હતી. અનવારૂદીન હાર્યો ને માર્યો ગયો, ને ચંદા સાહેબ આર્કટનો નવાબ થયો. પાછળથી કલાઇવે આર્કટપર ઘેરો નાખ્યો, ને ચંદા સાહેબના છોકરા રાજા સાહેબને આર્નીની લડાઇમાં હરાવ્યો. વળી એ વખતે ચંદા સાહેબને ફ્રેન્ચની મદદ ન મળી તેથી તે તેનજોરના લશ્કરના ઉપરીને શરણ થયો, જેણે ઇ. સ. ૧૭૫૨ માં એને દગાથી મારી નખાવ્યો.

## ડુપ્લેનો હેવાલ.

જ્યારે યુરોપમાં ઇંગલાંડ તથા ફ્રેન્ચ વચ્ચે ઇ. સ. ૧૭૪૪ માં લડાઇ સળગી ત્યારે ડુપ્લે પોંડીચરીનો હાકેમ હતો. એણે લાબુર્ડોનેને ફોર્ટ